# બાલ ભાગવત

સંયોજક,

**પ્રસન્નવદન છબિલારામ દીક્ષિત.**

મેસર્સ કરસનદાસ નારણદાસ એન્ડ સન્સ.
બુકસેલર્સ નાણાવટ-સુરત.

સંવત ૧૯૮૪

આવૃત્તિ પહેલી

કિમ્મત ૦-૧૦-૦

# બાલ ભાગવત.

સંયોજકઃ—પ્રસન્નવદન છબિલારામ દીક્ષિત.

મેસર્સ કરસનદાસ નારણદાસ એન્ડ સન્સ.
બુકસેલર્સ નાણાવટ—સુરત.

# પ્રસ્તાવના

"ભાગવત" એ હિન્દુધર્મનું મુખ્ય અને માન્ય પુરાણ છે. સઘળા પુરાણો કરતાં એનો પ્રચાર અને માહાત્મ્ય અધિક છે. આપણા પુરાણોમાં જે આદર્શો પ્રતિપાદન કર્યાં છે અને સાધુ સંત તેમજ મહાપુરૂષોનાં ચરિત્ર જે વર્ણવ્યાં છે તેમાંહેથી દરેકને પોતપોતાની યોગ્યતા મુજબ કાંઈને કાંઈ પણ નવું શીખવાનું મળી આવ્યા વિના રહેતું નથી. વળી એ પુરાણોમાં ઈતિહાસની આખ્યાયિકાઓની સાથે સાથેજ ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચારે પુરૂષાર્થની પ્રાપ્તિ કેમ થઈ શકે તેનો ઘણોજ સરળ પરંતુ સચોટ ઉપાય દર્શાવેલો હોવાથી પ્રત્યેક મનુષ્યને તે ઉભયલોકનું શ્રેય સાધવામાં સર્વ પ્રકારે ઉપયોગી થઈ પડે છે, એમ આપણા ધાર્મિક આચાર્યો અસલથી માનતા આવ્યા છે. 'ભાગવત્' સઘળા પુરાણોમાં વધારે પ્રસિધ્ધ છે એ ઉપર કહ્યુંછેજ. કારણ કે, તેમાંહેની કથાઓ એટલી સચોટ અને હૃદયગ્રાહી છે અને ભક્તિનું માંહાત્મ્ય એવી અસરકારક રીતે એમાં સમજાવ્યું છે કે દરેક વાંચનારની મનોવૃત્તિ એથી નિર્મળ અને પવિત્ર થઈ જાય છે. બાળકોને ઉપયોગી થઈ પડે એવી ઢબથી આ પુસ્તક તૈયાર કરેલું હોવાથી એને 'બાળ ભાગવત' એવું નામ આપ્યું છે. આશા છે કે બાળકોને તે અત્યંત ઉપયોગી થઈ પડશે. છેવટે જેમને માટે આ પુસ્તકની રચના થઈ છે, તેઓ એમાંહેની વાર્તાઓ રસભેર વાંચશે અને એમાંથી ઉત્તમ બોધ ગ્રહણ કરી શકશે, તો લેખક પોતાનો શ્રમ સાર્થક થએલો સમજશે. અને એ દિશામાં કાંઈક વિશેષ સંગીન સેવા બજાવવાને ઉત્તેજીત થશે.

૧૬-૧૦-૧૯૨૭
આમલીરાન સ્ટ્રીટ
સુરત.

પ્રસન્નવદન છબિલારામ દીક્ષિત.

# અનુક્રમણિકા

॥ श्री गणेशायनमः ॥

# બાલ ભાગવત.

## ગ્રંથની ઓળખાણ

મારા બાલમિત્રો ! આપણા જૂના પૂજ્ય ગ્રંથો સંબંધી જ્ઞાન મેળવવાનું તમને મન થતુંજ હશે. આખી દુનિયા જ્યારે અજ્ઞાન અંધકારમાં ગોથાં ખાતી હતી, તે વખતે આપણો દેશ સંસ્કૃતિ અને કળામાં સહુને મોખરે હતો. આપણા પરમ પ્રતાપી વડવાઓ બ્રહ્મજ્ઞાની ઋષિમુનિઓ હતા; તપ અને યોગના બળથી તેમણે કેવી અદ્‌ભુત વિદ્યા મેળવી હતી, તે તેમણે લખેલા પવિત્ર ગ્રંથોપરથી આપણને સમજાય છે. એ પવિત્ર ગ્રંથોમાં આપણા ઋષિઓએ શું શું લખી રાખ્યું છે તે પ્રસંગોપાત્ત તમને કહેવામાં આવશે. અને આજે તમારી મુલાકાત લેવાય છે તે શા માટે ? એક નવીન ગ્રંથનીજ તમને ઓળખાણ કરાવી આપુંછું. એ ગ્રંથ રામાયણ અને મહાભારતના જેવો નથી; એ ગ્રંથના કરતાં કાંઈક જૂદાજ પ્રકારનો છે. તોપણ એની યોગ્યતા (ખુબી) કોઈ રીતે ઓછી નથી. રામાયણને કથા અને મહાભારતને ઇતિહાસ એવું નામ આપ્યું છે. શ્રીમદ્‌ભાગવતને કથા કે ઇતિહાસ કહેતા નથી, પુરાણ કહે છે. પુરાણ એકંદરે અઢાર છે. ભાગવત પુરાણ એ અઢાર પુરાણોમાંહેનું એક છે. એ બધા ગ્રંથો શુકદેવના પિતા વેદવ્યાસે રચ્યા છે. તેઓ ભગવાનના અવતાર જેવા ગણાતા હતા, તેથી તેમને ભગવાન વેદવ્યાસ પણ કહે છે. શ્રીમદ્‌ભાગવત એ વ્યાસનું રચેલું પુરાણ છે, અને નારદના કહેવાથી તે એમણે રચ્યું હતું, એ પ્રમાણે એ ગ્રંથના આરંભમાં ખુલાસો કર્યો છે, તે ઉપરથી આપણને માલુમ પડે છે.

'ભાગવત' એવું નામ શાપરથી પડયું ? આ ગ્રંથનું નામ ભાગવત છે, કેમકે એમાં ભગવાન્ શ્રીપરમેશ્વરની ભક્તિ કેવી રીતે કરવી તે વર્ણવ્યું છે. વળી એમાં ધ્રુવ, પ્રહ્‌લાદ, અંબરીષ વગેરે અનેક ભક્તોની રસાળ અને અસરકારક કથાઓ પણ આપેલી છે. એ ઉપરાંત એમાં ભગવાન શ્રીકૃષ્ણ પરમાત્માનું નાનપણથીજ સઘળું ચરિત્ર વર્ણવ્યું છે. સારાંશ, ભગવાન સંબંધી સઘળી હકીકતનો એમાં સમાવેશ કર્યો છે; તેથીજ એ ગ્રંથને ભાગવત એવું યોગ્ય નામ આપ્યું છે.

એ ગ્રંથ ઘણો મોટો છે. રામાયણમાં જેમ સાત મોટાં પ્રકરણો (કાંડો) છે, અગર મહાભારતમાં જેમ અરાઢ મોટાં પર્વ છે, તેજ પ્રમાણે આ ભાગવત ગ્રંથના બાર મોટા ભાગ પાડવામાં આવ્યા છે. એ દરેક ભાગને સ્કંધ કહે છે. એ દરેક સ્કન્ધના પાછા પેટા ભાગ પાડવામાં આવ્યા છે. તેમને અધ્યાય કહે છે. ભાગવતમાં બધું મળીને અધ્યાય ૩૩૫ છે.

આ ગ્રંથમાં મુખ્ય વાત પરમેશ્વરની ભક્તિની છે, એ ઉપર કહ્યું છેજ. પરંતુ એ ઉપરાંત સૃષ્ટિની ઉત્પત્તિ, પૃથ્વીનું વર્ણન, રાજાઓની વંશાવળી, પુણ્યપાપ વગેરેની સમજ, વર્ણ અને આશ્રમના ધર્મ વગેરે બીજા ઘણા ઉપયોગી વિષયોનો એમાં સમાવેશ કર્યો છે, તેથી બાળકોને એ ગ્રંથ સમજવો કઠીણ થઈ પડે તેમ છે. એટલા માટે, ભાગવત માંહેની બોધ લેવા લાયક મુખ્ય કથાઓ સરળ અને સાદી ભાષામાં બાળકોને કહેવાનો મ્હારો ઈરાદો છે, અને તેથીજ 'બાલ ભાગવત' એવું નામ મ્હેં એને આપ્યું છે.

---

# ૧. કળીયુગના નારદ.

નારદના કહેવાથી વ્યાસે ભાગવત રચ્યું છે, એ વાત પાછળ આવી ગઈ છે. પણ એ નારદ તે કોણ? એવો સવાલ તમે પૂછ્યા વિના રહેશો નહિ. તમારો પ્રશ્ન બરાબર છે, અને નારદનું નામ પુરાણોને વિષે વારંવાર આવતું હોવાથી, તે કોણ હતા, અને તેમણે શું શું કર્યું તે જાણવું પણ જરૂરનું છે. એ નારદની વાત ઘણી રસ પડે તેવી છે.

નારદ એ બ્રહ્મદેવના માનસ પુત્ર એટલે કેવળ ઇચ્છા શક્તિથી ઉત્પન્ન થએલા પુત્ર હતા. એમના પિતાએ એક વખત એમને કાંઈક કામ સોંપ્યું હતું; પરંતુ તે કરવામાં રોકાઈશ તો ઈશ્વર ભજનની અંદર ખલેલ પડશે એવું ધારીને તેમણે પિતાની આજ્ઞાને અમલમાં મુકી નહિ. તે પરથી નારદના પિતા ખીજવાયા અને નારદને ગંધર્વપણું પ્રાપ્ત થયું. તેમની યોગ્યતા પહેલાંના કરતાં કમી થઈ ગઈ. પછી તેમણે ગાયનવિદ્યાનો કાંઈક અભ્યાસ કર્યો, અને પરમેશ્વરની સ્તુતિનાં ગીત ગાતા ફરવા લાગ્યા. સ્વર્ગ, મૃત્યુલોક તથા પાતાળ એ ત્રણેયની તે ખબર લઈ નાંખતા. કોઈ ઠેકાણે કોઈ તેમને ખાળી શકતું નહિ.

નારદની આવજા બધેજ થતી હોવાથી ક્યાં શું થાય છે ને શું નહિ, એ બધી બાબત તેમના જાણ્યામાં આવતી. વળી તેમની કળા પણ અજબ હતી. કોઈને કાંઇ કરવાનું કહે, ગમે તેને ગમે તે પ્રકારે ઉંધું ચત્તું સમજાવી દઈ માંહોમાંહ્ય લડાવી મારવાનું તેમને સહુથી વધારે ગમતું. અને પોતે પછી બધાથી અલગ રહીને ગમત જોતા. 'નારદકળા' 'નારદવિદ્યા' વગેરે કહેવતો પણ એ ઉપરથીજ પડી છે. એકવાર એ નારદ મુનિએ શ્રીકૃષ્ણને સ્વર્ગનું પારિજાતક પુલ આણી આપ્યું હતું. તે પુલ પરમાત્માએ

રૂકિમણીને આપી દીધું. કૃષ્ણની બીજી સ્ત્રી સત્યભામાને એ વાતની જ્યારે ખબર પડી, ત્યારે તેનો મિજાસ જતો રહ્યો. તે વખતે તેને મનાવી લેવાને કૃષ્ણને યુધ્ધમાં ઇન્દ્રનો પરાજય કરીને તેના નંદનવન માંહેના પારિજાતક વૃક્ષને ખેંચી લાવી સત્યભામાના બાગમાં રોપવાની ખટપટ કરવી પડી. બીજા એક પ્રસંગે લક્ષ્મી, પાર્વતી અને સાવિત્રી પાસે જઈને નારદે તેઓને કહ્યું કે તમે ત્રણેય દેવીઓ મહાસતીઓ છો ખરી, પરંતુ અત્રિ ઋષિની પત્ની અનસૂયાના જેવી પતિવ્રતા સતી ત્રણે લોકમાં નથી. તે સાંભળીને ત્રણેયનો પિત્તો ઉકળી ગયો, અને તેઓએ એ અનસૂયાનું પારખું જોવાને પોતપોતાના પતિ વિષ્ણુ, શંકર અને બ્રહ્માને તેની પાસે મોકલી આપ્યા. ત્યાં એ ત્રણેય દેવની ફજેતી થઈ ગઈ અને આખરે દત્તાત્રેયનો અવતાર થયો, એવી એક કથા છે. ત્યાં પણ સઘળું કારસ્થાન નારદનુંજ હતું.

એક વેળા ચિત્રસેન નામે એક ગંધર્વ આકાશ માર્ગે થઈને જતાં જતાં થુંકયો. તે વખતે ગાલવ નામના ઋષિ ગંગામાં સ્નાન કરીને સૂર્યને અર્ઘ્ય આપતા હતા. અર્ઘ્ય આપવાને માટે તેમણે પોતાના હાથની અંજલિમાં પાણી લીધું હતું, તે પાણીમાં પેલું થુંક પડયું. તે જોતાં વારને ઋષિ મહારાજનો પિત્તો ખસી ગયો, અને તેવીજ હાલતમાં તેઓ ધર્મરાજા પાસે દોડી ગયા. તેમની હકીકત સાંભળીને ધર્મરાજાને તેમજ તેમની પાસે બેઠેલા કૃષ્ણને ઘણી ચીડ ચઢી. તેજ ક્ષણે કૃષ્ણે પ્રતિજ્ઞા લીધી કે ઋષિનું આવું અપમાન અને અધર્માચરણ કરનારા ગંધર્વને હું ઠાર કર્યા વિના રહીશ નહિ. કૃષ્ણની આવી પ્રતિજ્ઞા સાંભળીને ચિત્રસેન પણ ઘણો ગભરાઈ ગયો. તે વખતે નારદે યુક્તિથી સુભદ્રા મારફત તેને જીવિતદાન અપાવવાનું વચન મેળવ્યું. સુભદ્રાએ તે પરથી અર્જુનની પાસે જઈને એવી હઠ લીધી કે મ્હારૂં વચન

ખરૂં કરવા ખાતર ત્હમારે ચિત્રસેનનું રક્ષણ કરવું જોઈએ. તે વખતે બિચારા અર્જુનની સૂડી વચ્ચેના સોપારી જેવી કફોડી સ્થિતિ થઈ ગઈ. આખરે સુભદ્રાને પોતે જે વચન આપ્યું હતું તે પાળવા માટે તેને કૃષ્ણની સામે લડાઈમાં ઉતરવું પડયું. પાછળથી તેમની વચ્ચે સમાધાન થયું હતું. આ ઝઘડામાં પણ મૂળ કારસ્થાન નારદનુંજ હતું. કૃષ્ણની પાસે શિશુપાલને મરાવવામાં પણ નારદનોજ હાથ હતો. તેમજ કૃષ્ણના જન્મ પહેલાં વસુદેવ અને દેવકીના સાત બાળકોને મારવાનો કંસનો ઈરાદો ન હતો. પરંતુ કંસના પાપનો ઘડો જલદી ભરાય એટલા માટેજ નારદે એ સાતે બાળકોને મારી નાંખવાનો ત્હેને ઉપદેશ કર્યો હતો. પુરાણોમાં આવી પુષ્કળ વાતો છે, અને તે પરથીજ 'નારદ કળા' 'નારદ વિદ્યા' વગેરે કહેવતો નીકળી છે.

પણ નારદ ફક્ત માંહોમાંહ્ય લડાવી મારીને તમાશો જોયાં કરતા નહતા. અનેક પ્રસંગોએ તે બીજાને ઉપયોગી પણ થઈ પડ્યા છે. અનેક દુષ્ટ દૈત્યોનો સંહાર કરાવીને સાધુ સંતોની આફત દૂર કરવાનો તેમનો ઉદ્યોગ કદી ઓછો થયો નહતો. તે મોટા વિષ્ણુભક્ત હતા. ધ્રુવને ખરાં જ્ઞાનનો ઉપદેશ કરીને ત્હેનાં જન્મનું ખરૂં કલ્યાણ પણ એ નારદેજ સાધ્યું હતું. કૃષ્ણના સગા અનિરૂદ્ધને બાણાસુરે કેદ કરી રાખ્યો છે, એવી કૃષ્ણને ખબર કરી દઈને તેમની મારફત બાણાસુરનો પરાભવ અને અનિરૂદ્ધનો છૂટકારો પણ નારદેજ કરાવ્યો હતો. એમ કહેવાય છે કે સઘળા વાજીંત્રોમાં અતિશય મધુર અને મંજુલ એવું વાજીંત્ર પણ નારદેજ શોધી કાઢયું હતું. નારદનાં વાજીંત્ર જેવું મીઠાશ ભર્યું સુરીલું વાજીંત્ર બીજું એકે નહતું. સંગીત શાસ્ત્રની રચના પણ નારદેજ પહેલા વ્હેલી કરી હતી.

---

# ૨. લડાઈનું ઘર હાંસી.

## ( પરીક્ષિત્ રાજાનું મરણ )

વ્યાસે ભાગવત રચીને શુક્રાચાર્યને તે શીખવ્યું અને શુક્રાચાર્યે ખાસ પ્રસંગે પરીક્ષિત્ રાજાને તે સંભળાવ્યું. એ ખાસ પ્રસંગ તે કયો, તે સંભારતાં હસવાનું ખસવું કેમ થાય છે, સહેજસાજ વાતમાંથી વતેસર કેમ થાય છે તથા હાંસી અર્થાત્ મશ્કરી એ લડાઈનું કારણ કેમ ઉભું કરે છે તે તમને સ્પષ્ટ સમજાશે.

પરીક્ષિત્ રાજા એક વખત શીકાર કરતાં કરતાં ઘણો થાકી ગયો, અને ત્હેને સખ્ત તરશ લાગી. પણ પાણી કોઈ ઠેકાણે મળ્યું નહિ; ઋષિનો એક આશ્રમ ફક્ત જોવામાં આવ્યો. તે જોઈને રાજા તેમાં દાખલ થયો. તે વખતે ઋષિ આંખ મીચીને ઈશ્વરનું ભજન કરતા હતા. પ્રભુનાં ધ્યાનમાં ઋષિ મહારાજ એકચિત્તથી તલ્લીન થઈ ગયા હતા. એથી રાજા આવ્યાની ત્હેમને ખબર સરખી પડી નહિ. મતલબ કે, પોતાને ઘેર જે કોઈ મહેમાન અતિથિ વગેરે આવે તેને 'આવો, બેસો' કહી આવકાર આપવો, ખાવા પીવાની ચીજો આપીને તેની સરભરા–બરદાસ્ત–કરવી વગેરે મહેમાનગીરીના જે સામાન્ય નિયમો છે, તે એ ઋષિથી પળાયા નહિ. રાજાને એમ લાગ્યું કે ઋષિ પવિત્રપણાંનો ખોટો ડોળ કરે છે. તેથી ઋષિની બનાવટ કરવાના ઇરાદાથી રાજાએ પાસે પડેલા એક મરેલા સાપને પોતાના ધનુષ્યવતી ઉંચકીને તે ઋષિના ગળામાં પહેરાવી દીધો, અને પછી પોતે ત્યાં આગળથી ચાલ્યો ગયો. તે ઋષિને એક છોકરો હતો. તેનું નામ શૃંગી હતું. તે જ્યારે બહારથી ફરીને ઘેર આવ્યો, ત્યારે પોતાના બાપની આ હાલત તેના જોવામાં આવી. પિતાના ગળાની

આસપાસ સાપને જોઈને ત્હેના ક્રોધનો પાર રહ્યો નહિ. ગુસ્સાના આવેશમાં ત્હેણે શ્રાપ દીધો કે, 'મ્હારા પિતાનું જેણે આવું અપમાન કર્યું છે, તે રાજાનું સાપ કરડવાથી મરણ નીપજશે.' થોડાક વખત પછી ઋષિ જ્યારે ભજન ધ્યાનમાંથી પરવાર્યા, ત્યારેસઘળી હકીકત તેમના જાણવામાં આવી, રાજાને આવી વિનાશકાળે વિપરીત બુદ્ધિ ઉપજી, અને ત્હેણે આવું ટીખળ કર્યું અને શૃંગી જેવા ઋષિના પવિત્ર સંતાને ક્રોધના આવેશમાં વગર વિચારે રાજાને એકદમ શાપ દઈ દીધો. એ બન્ને બીના ઘણી માઠી બની ગઈ અને ઋષિને તેને માટે ઘણું લાગી આવ્યું. પણ વાત વંઠી ગઈ હતી. વિમાસણ કર્યે હવે કાંઈ વળે એમ ન્હોતું. થવાકાળ હોય છે તેમ થાય છે, એમ સમજીને ઋષિએ રાજાને શાપની હકીકતથી વાકેફ કર્યો. રાજા ચેતી ગયો કે, આ સાત દિવસની અંદર સાપના સપાટામાં મારો જીવ સપડાઈ જવાનો છે. તે પરથી ત્હેણે પોતાની પાસે સાપ આવી શકે નહિ એવો ચોક્કસ બંદોબસ્ત કરી દીધો, અને એ સાતે દિવસ ત્હેણે શ્રી શુકાચાર્યની પાસેથી સઘળું ભાગવત સાંભળી લીધું. રાજાએ ઘણીજ સંભાળ રાખી હતી, પણ તે કાંઈ ખપ લાગી નહિ. ચમત્કાર એવો બન્યો કે એક બ્રાહ્મણે રાજાને આશીર્વાદ આપીને બોરનું નજરાણું કર્યું. તેમાંથીજ સાપ નીકળીને બરાબર સાતમે દિવસે રાજાને કરડયો અને તેજ ક્ષણે રાજા મરણ પામ્યો. રાજાએ ઋષિની મશ્કરી કરી તો તેનું પરિણામ કેવું ભયંકર આવ્યું! હસવાનું ખસવું થઈ ગયું એમ જે કહેવાય છે તે આજ સમજવું. કહેવત છે કે 'લડાઈનું ઘર હાંસી'.



# ૩. ઉછાંછળાપણાંનો નતીજો.

## ( હિરણ્યાક્ષ અને હિરણ્યકશિપુની વાર્તા )

સનત્ કુમાર નામના એક ઋષિ એક વખત શ્રી વિષ્ણુનાં દર્શન કરવા સારૂં વૈકુંઠ જતા હુતા. રાજા મહારાજાના મહેલના દરવાજા પર સિપાહીઓનો પહેરો હોય છે. મરજી માફક તેઓ વર્તેછે, તે આપણાથી અજાણ્યું નથી. પોતાના ઓળખીતાઓને તેઓ અંદર જવા દે છે, અજાણ્યાને જવા દેતા નથી. શ્રી વિષ્ણુ ભગવાનના દરવાજા પર એ મુજબ જય અને વિજય નામના બે દ્વારપાળ ચોકી કરતા હુતા. તેમણે સનત કુમારને દરવાજા આગળ અટકાવ કર્યો; અંદર જવા દીધા નહિ એટલુંજ નહિ પણ ઋષિનો કંગાલ વેશ જોઈને બન્ને જણા હસવા લાગ્યા. તેમની આવી રીતભાત જોઈને ઋષિ ઘણા ખીજવાઈ ગયા અને કહેવા લાગ્યા કે, 'અમુક માણસ મોટો, અને અમુક માણસ હલકો, એવી પોશાખ પરથી પરીક્ષા કરવાની રીત મનુષ્યલોકમાં છે. દેવલોકને વિષે નથી. મનુષ્ય લોકની એ રીત અંહી સ્વર્ગને વિષે ચાલુ કરીને તમે મારૂં અપમાન કર્યું છે, તેટલા ખાતર ત્હમારે હવે મનુષ્ય લોકમાં જન્મ લેવો પડશે.' એ શાપ સાંભળીને તે દ્વારપાળોને ઘણો પસ્તાવો થયો, અને તેમણે કાલાવાલા કરીને ઋષિની પાસે તાબડતોબ એટલું માંગી લીધું કે, મનુષ્યલોકમાં હમારો જન્મ થાય તો ખેર, પણ શ્રીવિષ્ણુ ભગવાનનાં ચરણ હમારે વિસારે પડે નહિ તો સારૂં થાય.

આ પ્રમાણે શાપ પામ્યા પછી જય વિજય દ્વારપાળ મનુષ્યલોકમાં હિરણ્યાક્ષ અને હિરણ્યકશિપુ એ નામથી પ્રસિદ્ધ થયા. દિતીને પેટે તેઓ જન્મ્યા હતા, તેથી તેમને દૈત્ય પણ

કહે છે. તેઓ બન્ને ઘણા પરાક્રમી અને ઉસ્તાદ નીકળ્યા. લોકોને હરેક પ્રકારે હેરાન કરવા લાગ્યા. હિરણ્યાક્ષને યુદ્ધ કરવાની ઘણી હોંસ થતી. પરંતુ તેનું પ્રચંડ અને તામસી બળ જોઈને સ્વર્ગના દેવો સુદ્ધાં તેનાથી ડરતા. કોઈની તેની સાથે લડવાની છીકર ચાલતી નહિ. વરૂણને ત્હેણે પોતાની સાથે લડાઈમાં ઉતરવાની માગણી કીધી. પણ ત્હેણે કહ્યું, 'હું હવે ઘરડો થયો છું. ત્હારી સાથે લડવા જેટલું બળ મ્હારા શરીરમાં નથી. ત્હારી સાથે યુદ્ધ કરી શકે એવા એક વિષ્ણુ ભગવાનજ છે. લડવું હોય, તો તું તેમની પાસે જા.' પોતાની સાથે લડી શકે એવો વીર કોઈ છે ખરો, એવું જાણીને હિરણ્યાક્ષના જીવને આનંદ થયો. ત્યારબાદ શ્રી વિષ્ણુ વરાહરૂપ ધારણ કરીને પૃથ્વીને પોતાની દાઢ વતી ઉંચકીને પાતાળમાંથી ઉપર આવે છે, એવા સમાચાર એને નારદની મારફત મળ્યા. તે પરથી હિરણ્યાક્ષ તે જગોએ જઈ પહોંચ્યો, અને વિષ્ણુનું સામર્થ્ય જોઇને તે છક થઈ ગયો. તો પણ તે દૈત્ય ગર્વથી આંધળો થઈ ગયો હતો. મદોન્મત્તપણાથી ત્હેણે વિષ્ણુનું અપમાન કર્યું અને નહિ કહેવાના શબ્દ કહી નાંખ્યા. તેને લીધે અંદરખાનેથી વિષ્ણુ ઘણા ગુસ્સે થયા હતા, પણ ત્હેમણે પોતાનો ગુસ્સો જણાવા દીધો નહિ. જેમનામાં ખરૂં સામર્થ્ય હોય છે તેઓ એવાજ ગંભીર અને શાન્ત હોય છે. કોઇ ઉછાંછળાપણાથી તેમનું અપમાન કરે, તો તેથી તેઓ એકદમ ક્રોધથી ધુંવાપુંવા થઈ જતા નથી. ગુસ્સામાં ગાંડા બની જઈ સાહસ કરતા નથી. પરંતુ શાંત ચિત્તથી વાત કરે છે અને સામે થનારની પૂરી કસોટી કરે છે. તેટલાથી તે સમજી જાય તો તો ઠીકજ થાય છે—કજીઆનું મ્હોં કાળું થાય છે—પણ જો હઠ છોડે નહિ તો પછી પોતાનો હાથ ત્હેને બરાબર બતાવે છે. શ્રી વિષ્ણુએ

શાંતપણાથી ઉત્તર આપ્યો, તે છતાં હિરણ્યાક્ષ જ્યારે વધારે ઉન્મત્ત બન્યો, ત્યારે વિષ્ણુએ ત્હેના શરીર પર હાથ ઉપાડયો. એજ લડાઈની શરૂઆત. બન્નેની વચ્ચે ઘણું સખ્ત યુદ્ધ ચાલ્યું. છેવટે વિષ્ણુએ તે યુદ્ધમાં હિરણ્યાક્ષને હણ્યો. આ પ્રમાણે હિરણ્યાક્ષને ત્હેનાં ઉછાંછળાપણાનો યોગ્ય લતીજો મળ્યો. અવિવેક એ સઘળી આફતનું મૂળ છે. "તેને સૂઝે અવળુંજ જેને દુર્દશા શિર પર ફરે." વિવેક વગરના માણસોનો હરેક પ્રકારે વિનાશજ થાય છે.



 

# ૪. કોલસાની ખાણમાં હીરાની ઉત્પત્તિ.

## ( ભગવદ્દભક્ત પ્રહ્લાદની વાર્તા )

હિરણ્યાક્ષને ઠાર કર્યો તેથી હિરણ્યકશિપુના જીવને ઘણો સંતાપ થયો. દેવોના ઉપરનું એનું વેર એકદમ વધી ગયું. મ્હારા ભાઈને મારી નાંખ્યાનું વેર હું ક્યારે વાળી શકીશ એજ વિચારથી એનું મગજ ધમધમી રહ્યું. “ લંઉ હું બન્ધુનું વેર પ્રગટયું રૂંવે રૂંવે ઝેર, ” એવા વિચારથી એણે વિષ્ણુને ઠાર કરીને તેનાં લોહી વડે ભાઈનું તર્પણ કરવાનો નિશ્ચય કીધો. દેવલોકોનો સઘળો આધાર વિષ્ણુ ઉપર છે. તેથી વિષ્ણુને માર્યાથી બેડો પાર થઈ જશે, એમ એને લાગ્યું. હિરણ્યકશિપુને પોતાની શકિતનું ઘમંડ થોડું નહતું. અને એ ઉપરાંત પોતાને કોઈ રીતે ફસાવું ન પડે, એટલા માટે ત્હેણે બીજી તરેહની તૈયારી કરવા માંડી. પર્વતની ગુફામાં જઈને ત્હેણે ભયંકર તપશ્ચર્યા કરવા માંડી. મોટા મોટા ઋષિઓને પણ થકવી નાંખે એવી ત્હેની ઉગ્ર તપશ્ચર્યા જોઈને બ્રહ્મદેવ ખૂશ થયા અને માગ માગ ત્હારે જે જોઈએ તે આપવા તૈયાર છું એમ બોલ્યા. ત્યારે હિરણ્યકશિપુએ એવું વરદાન માગી લીધું કે, ‘ ત્હમારાં ઉત્પન્ન કરેલાં કોઈપણ પ્રાણીને હાથે, દિવસ અગર રાત્રીના વખતે, બહાર પૃથ્વી પર અથવા આકાશને વિષે કોઈપણ જગોએ મ્હારૂં મોત ના નીપજે.’ બ્રહ્મદેવે એ વરદાન ત્હેને આપ્યું પણ ખરૂં.

બ્રહ્મદેવ પાસેથી આવું વરદાન મેળવ્યા પછી હિરણ્યકશિપુને એમ લાગ્યું કે હવે મ્હારા ભાઈનાં વેરની વસુલાત કરવામાં કોઈ પ્રકારની હરકત કે ઉણપ આવવાની નથી. ત્હેણે સઘળા રાજાઓને જીતી લીધા, ઇન્દ્રપદ સુદ્ધાં લઇ લીધું અને જ્યાં ત્યાં

એવો ત્રાસ વર્તાવવા માંડયો કે ત્હેનાં મરણને સારૂ લોકો ઇશ્વરની પ્રાથના કરવા લાગ્યા.

ઇશ્વરની ગતિ સહુથી ન્યારી છે. જે ખાણમાં કોલસા થાય છે, તેજ ખાણમાંથી સુંદર તેજસ્વી હીરા પણ નીકળી આવે છે. પ્રભુની પ્રભુતા ખરે અદ્‌ભુતજ છે. સાગરનું પાણી ઘણુંજ શીતલ છે, છતાં તેને તળીએ ઘણોજ ગરમ વડવાનલ હોય છે. આગ અને પાણી એવી બે પરસ્પર વિરૂદ્ધ ગુણો ધરાવનારી વસ્તુઓ એક બીજાના નિકટના સંગમાં આવેલી છે. જે દૈત્યોના કુળમાં હિરણ્યકશિપુના જેવો લોકોની ઉપર જુલમ મચાવનારો દુષ્ટ દૈત્ય જન્મ્યો હતો, તેજ હિરણ્યકશિપુના પેટે પ્રહ્‌લાદ જેવો અત્યંત સુશીલ, શાન્ત અને સાધુવૃત્તિથી સાધુની વ્હારે ધાનારો મહાન્ ભગવદ્‌ભકત સાંપડયો ! નાનપણથીજ પ્રહ્‌લાદનું ચિત્ત પ્રભુભક્તિને વિષે પરોવાઈ ગયું હતું. શ્રી વિષ્ણુનાં ભજન પૂજન સિવાય બીજી કોઈ વાત ત્હેને ગમતી નહિ. તેના બાપે અને ગુરૂએ પુષ્કળ ઉપાય અજમાવી જોયા. પણ તે એકનો બે થયો નહિ. ત્હેની ભક્તવૃત્તિ જરાપણ ડગી નહિ. પ્રહ્‌લાદની આગળ બધાયના હાથ ભોંય પડ્યા. સમજાવી પટાવીને કામ લેવાથી જ્યારે કશું વળ્યું નહિ, ત્યારે ધાક, ત્રાસ બતાવી અનેક યુક્તિ વાપરી જોઈ, પણ પ્રહ્‌લાદ પોતાના ટેકમાંથી જરાયે ડગ્યો નહિ. ખુદ પોતાનો પુત્રજ પોતાના ભાઇનો વધ કરનારા શત્રુનું ભજન કરી રહ્યો છે, અને સમજાવવા છતાં તેમ કરતાં અટકતો નથી, એવું જાણીને હિરણ્યકશિપુના ગુસ્સાનો પાર રહ્યો નહિ. છેવટે ત્હેણે ઝનુનમાં આવી જઇને એને જીવથી મારી નાંખવાનો દૈત્યોને હુકમ કર્યો. પ્રહ્‌લાદને મારી નાંખવાને દૈત્યોએ પોતાથી થઇ શકે. તેટલા ઈલાજ કરી જોયા, પણ બધાજ છૂ થઈ ગયા. ઇશ્વરનાં

ધ્યાનમાં તે મસ્ત બની ગયો હતો. પ્રભુભક્તિથી ત્હેનું હૃદય રંગાઈ ગયું હતું. તેથી ભગવાનની કૃપાથી એને કોઇ પણ ઇલાજથી કશી ઈજા થઇ નહિ. એને શસ્ત્રથી માર મારવામાં આવ્યો, હાથીના પગ તળે છુંદવામાં આવ્યો, ભયંકર સાપ કરડાવવામાં આવ્યા, મોટા પર્વતો પરથી ગબડાવી પાડવામાં આવ્યો વગેરે બહુ બહુ રીતે હેરાન કરવામાં આવ્યો; પણ એ ભગવદ્‌ભક્તનો એક વાળ સરખો વાંકો થવા નહિ. હિરણ્યકશિપુએ ફરીથી પ્રહ્‌લાદને ગુરૂની પાસે નિશાળે મોકલ્યો. ત્યાં આગળ ત્હેનું મન બદલાયું નહિ, એટલુંજ નહિ પણ નિશાળના સહાધ્યાયી વિદ્યાર્થીઓને પણ ત્હેણે ઇશ્વરનાં ભજનનો છંદ લગાડી દીધો. ગુરૂએ એ હકીકત હિરણ્યકશિપુને કહી દીધી, ત્યારે ત્હેના ડાળા બોચીએ આવ્યા. ક્રોધથી ત્હેનું મગજ ફાટી જતું હોય એમ ત્હેને ભાસ્યું. પ્રહ્‌લાદને ત્હેણે ગુસ્સાભેર પૂછ્યું, 'તું કોના આધાર પર ભરોસો રાખીને મ્હારા હુકમની વિરૂદ્ધ વર્તે છે, તે એકવાર મ્હને કહી દે.' પ્રહ્‌લાદે શાંતચિત્તથી જવાબ દીધો કે, 'સારાંય જગત્‌ને એક માત્ર પરમેશ્વરનોજ આધાર છે.' 'ત્હારો પરમેશ્વર ક્યાં છે, તે એકવાર બતાવી આપ,' એ પ્રશ્નના જવાબમાં પ્રહ્‌લાદ બોલી ઉઠયો, 'પરમેશ્વર નથી, એવી કોઇ જગ્યાજ નથી. તે દરેક વસ્તુ વિષે છે.' તે સાંભળીને હિરણ્યકશિપુએ એકદમ સિંહાસન પરથી ગુસ્સાના આવેશમાં છલંગ મારીને પૂછ્યું, 'આ થાંભલામાં છે કે?' પ્રહ્‌લાદે જવાબમાં 'હા' કહી, એટલે હિરણ્યકશિપુએ તે થાંભલા પર જોરથી મુક્કી મારી. તેજ ક્ષણે તે થાંભલામાંથી એકાએક એવો ભયંકર અવાજ નીકળ્યો કે સઘળાજ થથરી ઉઠ્યા. હિરણ્યકશિપુ જાતે પણ ચોંકી ઉઠયો, અને અવાજ ક્યાંથી થયો તે જોવા સારૂ આમ તેમ ફાંફાં મારવા લાગ્યો, એટલામાં તે થાંભલામાંથી શ્રી વિષ્ણુ નૃસિંહરૂપે બહાર આવ્યા. ત્હેમનું અડધું શરીર માણસનું

અને અડધું સિંહનું હતું. ત્હેમને જોતાંવારને હિરણ્યકશિપુ ગદા ઉંચકીને ત્હેમની સામે દોડી ગયો. પછી તે બન્નેની વચ્ચે સખ્ત યુદ્ધ જામ્યું. તે યુદ્ધમાં નૃસિંહ પરમાત્માએ હિરણ્યકશિપુને સખ્ત પટકયો, જમીનપર પછાડીને ત્હેની છાતી પર ચઢી બેસીને નખવતી ત્હેનું પેટ ફાડી નાંખ્યું. પ્રહલાદે શ્રી વિષ્ણુની સ્તુતિ કરીને ત્હેમનો ક્રોધ શાંત કર્યો, અને પોતાના પિતાને સદ્દગતિ મળે એવી પ્રાર્થના કીધી. હિરણ્યકશિપુનાં મરણ પછી પ્રહલાદ ત્હેનાં રાજ્યનો વારસ થયો. પ્રભુભકિત કરીને છેવટે વૈકુંઠમાં ગયો. જન્મમરણની જંજાળમાંથી છુટો થયો. ઈશ્વરની ભકિત કરવાથી આ પ્રમાણે ઘણા ભકતો કૃતાર્થ થઈ ગયા છે. પ્રભુની ભકિતનો મહિમા કાંઈ જેવો તેવો નથી.



# ૫. રજનું ગજ થઈ ગયું.

## ( દક્ષ અને વીરભદ્રની વાર્ત્તા )

એક વખત શિવ, બ્રહ્મદેવ વગેરે દેવો અને વસિષ્ઠ જેવા ઋષિઓ સભામાં બેઠા હતા, તેવા સમયે દક્ષ પ્રજાપતિ ત્યાં આવી પહોંચ્યા. દક્ષનાં આવતાંવારને સઘળાએ ઉભા થઈને ત્હેમનું સ્વાગત ( સન્માન ) કર્યું. ફક્ત શંકર અને બ્રહ્મદેવ એ બેજ જણા ઉઠ્યા નહિ. બ્રહ્મદેવ પોતાના કરતાં વયમાં વધારે મોટા હતા તેથી તે ઉઠ્યા નહિ એ બદ્દલ દક્ષને વધારે સંતાપ થયો નહિ. પણ શંકર એ દક્ષના જમાઈ થતા હતા; દક્ષની પુત્રી સતી શંકરને દીધી હતી. એથી સસરાને માન આપવાને જમાઈએ ઉભાં થવાની જરૂર હતી. શંકરે તે મુજબ કર્યું નહિ, તેથી દક્ષ ગુસ્સાથી લાલપીળો થઈ ગયો અને ભરસભામાં શંકરની નિન્દા કરવા ખાતર ફાવેતેમ બકવાટ કરવા લાગ્યો. શંકરે ત્હેને જરાયે લેખવ્યો નહિ. ત્યારે તો ત્હેનો ગુસ્સો ઘણો વધી ગયો અને સઘળા દેવોની અંદર શંકરજ અમંગલ અને દુષ્ટ છે, તેથી ત્હેમને યજ્ઞના દ્રવ્યનો હિસ્સો મળશે નહિ, એવો દક્ષે શાપ દીધો. તેમછતાંએ શંકર કશું બોલ્યા નહિ. પણ પોતાના માલીકનું આવું અપમાન થએલું જોઈને નંદી ક્રોધે ભરાયો અને ત્હેણે દક્ષને સામો શાપ દીધો. આ બનાવ બન્યાને ઘણા દિવસ વીતી ગયા બાદ દક્ષે એક યજ્ઞ કરવા માંડયો. તે યજ્ઞમાં સઘળા દેવોને ખાસ આગ્રહથી નોતરવામાં આવ્યા હતા. શંકર અને ત્હેમની પત્ની સતી (દક્ષની પોતાની પુત્રી)નેજ ફક્ત નિમન્ત્ર્યાં ન્હોતાં. દેવોની સભામાં સસરા જમાઈ વચ્ચે શી ધમચકડ થઈ હતી, તે વાતની સતીને ખબર ન્હોતી. સતીએ એમ ધાર્યું કે, આપણને નોતરૂં દેવાનું

કદાચ ભૂલથી રહી ગયું હોય, એ બનવા જોગ છે. મ્હારે પીયેર યજ્ઞ થાય છે, તો વગર નોતરે ત્યાં જવામાં શી હરકત છે? નિમંત્રણની રાહ જોયા વગર આપણે ત્યાં જઈશું તો તેથી પિતાજી ગુસ્સે થવાને બદલે ઉલટા ખૂશજ થશે. એવા વિચારથી તે યજ્ઞ સમારંભ જોવા જવાનું સતીને ઘણુંજ મન થયું હતું. ત્હેણે શંકરને કહ્યું કે, મ્હારા પિતાને ત્યાં યજ્ઞ થાય છે, તે જોવા જવાની મ્હારી ઇચ્છા છે, તો રજા આપો. પણ શંકરે જવાબમાં કહ્યું કે, 'આપણાં સગાં સંબંધીઓને ઘેર આવે પ્રસંગે વગર નોતરે જવામાં હરકત નથી, એ વાત ખરી; પરંતુ આ વખતે જો તું જઈશ, તો ત્હારૂં અપમાન થશે અને તને તે ઘણું સાલશે. માટે આ વખત તો ત્યાં નહિ જવામાંજ સાર છે.' આણી તરફ શંકર જવાની રજા આપતા નથી, અને સતીને પીએર મોટા યજ્ઞની ધામધુમ ચાલી રહી છે. સતીને તે યજ્ઞના ઉત્સવમાં ભાગ લેવાની ઇચ્છા ઘણીજ હતી. સતીએ વિચાર કર્યો કે, મ્હારો બાપ મ્હારૂં અપમાન કરશે, એ ધાસ્તી નકામી છે. મ્હારા પિતા એવા છેજ નહિ. તે કદી મ્હારૂં અપમાન કરશે નહિ. શંકરને મ્હને ત્યાં જવા દેવી નથી, તેથીજ નકામી બ્હીક બતાવે છે. એવા વિચારથી તે પોતાના પતિ શંકરના ઉપર રીસાઈ અને ત્હેમને ફરીથી પૂછવાની રાહ જોયા વગર પતિના ગણો (સેવકો)ને સાથે લઈને એકદમ બાપને ઘેર જતી રહી. સતી ગઈ તો ખરી, પણ શંકરે અગાઉથીજ ભવિષ્ય ભાખ્યું હતું, તે પ્રમાણે ત્યાં જતાંવારને એનું અપમાન થયું. સતીના આવ્યાથી કોઈના જીવને આનંદ થયો નહિ, કોઈએ ત્હેને લેખવી નહિ, કાંઈ વાતચીત સરખી પણ કીધી નહિ અને યજ્ઞના દ્રવ્યનો જે શંકરનો ભાગ હતો, તે પણ કોઈએ આપ્યો નહિ. તે જોઈને સતીને અને શંકરના ગણોને પણ ઘણીજ ચ્હીડ ચઢી. પોતાના પિતાને સતી મ્હોંડા

મ્હોંડ ફાવે તેવા શબ્દો કહેવા લાગી. 'ત્હારા જેવા દુષ્ટ પિતા પાસેથી મળેલું આ શરીર પણ શા ખપનું છે?' એમ કહીને સતીએ યજ્ઞકુંડમાં ભૂસ્કો માર્યો. શંકરના ગણોએ પણ ત્યાં પુષ્કળ ધીંગાણું મચાવ્યું. તે વખતે દક્ષના માણસો અને શંકરના ગણોની વચ્ચે ભયંકર યુદ્ધ જામ્યું. નારદે ઝટ શંકરની પાસે પહોંચી જઈને ત્હેમને એ સમાચારની વધામણી આપી. નારદ રૂડાના રળિયાત. માંહોમાંહ્ય લડાવી મારવામાં પૂરા શૂરા! જાણે કજીયાના કાલભૂટ! અને શંકર રહ્યા ભોળાનાથ. "ભોળા શંભુ ભોળાઇમાં ભરપૂર!" નારદના મ્હોંએથી આવી હકીકત સાંભળતાં વારને એકદમ તે ક્રોધથી ધુંવાપુંવા થઈ ગયા. હદ ઉપરાંત ઉશ્કેરાઈ જઈને ત્હેમણે ઝટ કરતી પોતાની જટા પછાડી. એટલે તેજ ક્ષણે વીરભદ્ર નામનો એક પ્રચંડ શક્તિવાળો પુરૂષ ઉત્પન્ન થયો અને 'શો હુકમ છે?' એમ કહી હાથ જોડીને સામે ઉભો રહ્યો. દક્ષના યજ્ઞનો નાશ કરો અને દક્ષને ઠાર કરી નાંખો એવી શંકરે આજ્ઞા કરી. આજ્ઞા મુજબ વીરભદ્રે યજ્ઞનો નાશ કર્યો અને દક્ષનું માથું છૂટું પાડી નાંખીને અગ્નિમાં નાંખી દીધું. આ પ્રમાણે વાતનું વતેસર અને રજનું ગજ થઈ ગયા બાદ, સઘળા દેવો શંકરની પાસે આવ્યા, અને ત્હેમનો ક્રોધ શાન્ત થયા પછી કહેવા લાગ્યા કે, 'અપરાધીને જે શિક્ષા થવી જોઈતી હતી, તે થઈ છેજ. કરેલા અપરાધ બદ્દલ દક્ષને ઘણો પસ્તાવો થયો છે, અને તે ક્ષમા માગે છે. હવે એના ઉપર આપે દયા કરવી જોઈએ.' ત્યાર પછી દક્ષના ધડ પર બોકડાનું માથું બેસાડીને દેવોએ ત્હેને સજીવન કર્યો, અને ત્હેની પાસે ફરીથી સાંગોપાંગ યજ્ઞ કરાવરાવ્યો.

સતીએ અગ્નિકુંડમાં પડતું નાંખ્યું હતું. પછી ત્હેણે બીજા અવતારમાં હિમાલયને પેટે જન્મ લઈને શંકરની સાથે ફરીથી લગ્ન

કર્યું. એ બીજા જન્મમાં ત્હેનું નામ પાર્વતી (પર્વતની પુત્રી) એવું પડયું હતું.

'રજનું ગજ' અને 'વાતનું વતેસર' કેમ થઈ જાય છે, અર્થાત્ સાધારણ નજીવી બાબતમાંથી કોઈ વખત મહાન્ અનર્થ–ભયંકર ખરાબી કેમ નીપજે છે, તેનો ઉપરની વાત ઉપરથી બરાબર ખ્યાલ આવી શકશે.



# ૬. સન્નિષ્ઠા (સાચા ટેક)નો પ્રભાવ.

## (ધ્રુવની વાર્તા)

મહર્ષિ મનુનું નામ સર્વ કોઇને જાણીતું છે. મનુ મહારાજ મોટા તપસ્વી પવિત્ર ઋષિ હતા. મનુસ્મૃતિ નામે ધર્મશાસ્ત્રનો ગ્રંથ એમણેજ રચ્યો છે. એમની પત્ની શતરૂપા પણ એમના જેવીજ ધર્મનિષ્ઠ હતી. એ ધર્માત્મા દંપતીને બે પુત્ર થયા હતા. તેમાંહેના એકનું નામ પ્રિયવ્રત અને બીજાનું નામ ઉત્તાનપાદ હતું. આગળ જતાં એ ઉત્તાનપાદ રાજા થયો. એને સુનીતિ અને સુરૂચિ નામે બે રાણીઓ હતી. સુનીતિ કરતાં સુરૂચિ ઉપર રાજાનાં દીલની રૂચિ વિશેષ હતી. અણમાનીતી રાણી સુનીતિને પેટે ધ્રુવનો જન્મ થયો. સુરૂચિને પણ ઉત્તમ કરીને એક પુત્ર હતો. દેખીતી રીતેજ માનીતી રાણીના પુત્ર ઉત્તમ ઉપર રાજાના ચારે હાથ હતા. પ્રભુના માનીતા ભકત થવા માટેજ ધ્રુવજી બાપને અળખામણો રહ્યો હતો. એક દિવસ ઉત્તમ બાપના ખોળા પર ચઢીને લાડ કરતો હતો. એવામાં ધ્રુવ પણ રમતો રમતો અચાનક ત્યાં આગળ આવી પહોંચ્યો. સાવકા ભાઈ ઉત્તમને પિતાના ખોળામાં બેસીને રમત કરતો જોઈને ધ્રુવને પણ પિતાના ખોળામાં બેસવાનું મન થઈ આવ્યું. હોંસભેર તે રાજાની પાસે દોડી ગયો. પણ પક્ષપાતી પિતાએ ત્હેને લેખવ્યો નહિ. બન્ને એકજ પિતાના પુત્ર છતાં આવો પક્ષપાત અને વ્હેરોવંચો શા માટે? રૂચિની વિચિત્રતાને લીધેજ સરલ નીખાલસ તેમજ વહાલા અળખામણીનાં ભેદભાવભર્યું કુટિલ વર્તન થાય છે. રાજા કાંઇકિ કહેવા જતો હતો, એટલામાં સુરૂચિએ મ્હેણું માર્યું:—'ભાઇ! રાજગાદી જોઇતી હતી તો મ્હારે પેટે જન્મ લેવો હતોને! તું

તો હજી નાદાન બાળક છે. આ રાજ્યમાં ત્હારો કાંઈ પણ અધિકાર નથી એ વાતની ત્હને હજી સમજ નથી. રાજગાદી પર જો ત્હારે બેસવુંજ હોય, તો ભગવાનનું ભજન કર.' સાવકી માનું આવું વચન સાંભળીને, ધ્રુવને પગથી તે માથા સુધી ઝાળ ચઢી ગઈ. પણ તે એવો સુશીલ અને શાણો હતો કે આવાં અપમાનનો ઝેરી ઘુંટડો શાંતિથી ગળી ગયો. પિતાને કે સાવકી માતાને કાંઈ પણ કડવું વેણ કહ્યું નહિ. ખરૂં જોતાં તો સાવકી મા સુરૂચિએ ધ્રુવને ભગવાનના તરફ સુરૂચિ (ભક્તિની સારી ભૂખ) ઉત્પન્ન થવાનું કારણ પૂરૂં પાડયું હતું. ગુસ્સાભેર નિસાસા નાંખતો બીચારો રાંકડો છોકરો ત્યાં આગળથી ગુપચુપ ચાલ્યો ગયો. પોતાની સગી મા સુનીતિની પાસે આવીને છાતીફાટ રડવા લાગ્યો. ત્હેની હકીકત સાંભળીને માતાનાં જીવને પણ ઘણોજ ખેદ થયો. તે રોતી રોતી પોતાના પુત્રને છાતી સરસો ચાંપવા લાગી અને દિલાસો આપી શાંત કરવાના હેતુથી કહેવા લાગી:—"બેટા! તું નકામો જીવ બાળીશ નહિ. એમાં આપણા કોઈનો વાંક નથી. જે જેવું કરે છે, તેવુંજ ફળ પામે છે. આપણે આગલા જન્મમાં જરૂર કોઈને દુઃખ દીધું હશે, તેથી આ જન્મમાં આપણે આવું દુઃખ વેઠવું પડે છે. ઉત્તમ માનીતીનો પુત્ર છે. એનાં જેવાં લાડ કોડ તને ક્યાંથી મળે? તું તો મ્હારા જેવી અભાગણીને પેટે જન્મ્યો છે. આપણે બન્ને રાજાને મન અળખામણાં છીએ. તું ત્હારી સાવકી માતાની આજ્ઞાને અમલમાં મૂક અને ઈશ્વરની ભક્તિ કર. કેમકે ઈશ્વરની કૃપા થયા વિના કોઈ સુખી થઈ શકતું નથી. "પ્રભુ કૃપા તો સર્વ સાનુકુળ બને." ધ્રુવ (સાચા ટેક)ને સુનીતિનો ટેકો મળી ગયો, પછી એમાં કચાશ શી રહે? ધ્રુવની મા પોતાના નામના મહિમાને જાળવનારી સાચી સુનીતિ હતી. એણે પોતાના પુત્રને કેવી સુનીતિ (સારી નીતિ)નો સદ્બોધ કર્યો

છે ? ધ્રુવને કુમાર્ગે ચઢાવવાને બદલે પ્રભુની ભક્તિ કરવાનો યોગ્ય માર્ગ બતાવે છે. માતાના આવા ઉપદેશથી ધ્રુવના મનનું સમાધાન થયું નહિ. સાવકી માએ બાપના ખોળામાં બેસવા દીધો નહિ, એજ વાતનો ખટકો ત્હેના જીવને ભારે સતાવવા લાગ્યો. માથા પર કાંઈક દુઃખ આવી પડે છે, ત્યારેજ મનુષ્યનું મનોબળ મજબૂત થાય છે; તેનો નિશ્ચય દૃઢ થાય છે. ત્હેના હૃદયમાં છુપાઈ રહેલું ખરૂં સત્વ પ્રકાશમાં આવે છે, અને તે ઉંચામાં ઉંચી ગૌરવભરી સ્થિતિએ પહોંચે છે. લગભગ દરેક ભક્ત માથા ઉપર આફત આવી પડવાથીજ ભક્ત બની શક્યો હતો. દુઃખ આવી પડે, ત્યારેજ પ્રભુને આપણે યાદ કરીએ છીએ. તેથીજ કહેવત છે કે, 'સુખે સોની અને દુઃખે રામ.' શોક અને સંતાપથી ધ્રુવનું હૃદય વલોવાઈ જતું હતું. ત્હેમણે નિશ્ચય કર્યો કે તપશ્ચર્યા વિના સિદ્ધિ નથી. ચાકરી કર્યા વિના ભાખરી કેવી રીતે મળે ? જે સુખ અને વૈભવ મ્હને બીજી કોઈ રીતે મળે એમ નથી, તે હું ઈશ્વરની ભક્તિ કરીને મેળવીશ. પુરૂષાર્થ આગળ પ્રારબ્ધ લૂલું છે. એવા વિચારથી પાંચ વરસનો બાળક ધ્રુવ ઈશ્વરની ભક્તિ કરવાને અરણ્યમાં એકલો ચાલ્યો ગયો. સાવકી મા સુરૂચિએ ભગવાનની ભકિતની સુરૂચિજ ત્હેના હૃદયમાં આડકતરી રીતે ઉત્પન્ન કરી હતી. ભગવાનના ભકત બનવાનીજ એક રીતે તક પૂરી પાડી હતી. ત્હેની સગી મા સુનીતિએ પણ પાછી ભગવાનનું ભજન કરવાની સારી નીતિજ ત્હેના હૃદયમાં ઠસાવી હતી. પરંતુ એકદમ દુઃખમાંથી છૂટા થવાની ધ્રુવની ઈચ્છા હતી. આફતની આગમાં ગળાઈને ત્હેના હૃદયમાં છુપાઈ રહેલા સારા સંસ્કાર પૂરેપૂરા પ્રકાશી નીકળ્યા. ત્હેણે ધાર્યું કે વનમાં જઈને ઉગ્ર તપશ્ચર્યા કરવાથી ભગવાન વહેલા પ્રસન્ન થશે અને મ્હારા દુઃખનો જલદી અંત આવશે. એવા સમજથી બીજી કોઈ વાતનો

વિચાર કર્યા વગર ધ્રુવ વનમાં જતો રહ્યો હતો. ત્યાં રસ્તામાં ત્હેને નારદ મળ્યા. ત્હેમણે ધ્રુવની સઘળી હકીકત જાણી લીધી અને ત્હેને વનમાં જતો અટકાવવા ખાતર બહુ બહુ બ્હીક બતાવી. કાંઈ કાંઈ યુક્તિ કરી ત્હેને ગભરાવીને પાછો ઘેર વિદાય કરવાનો પ્રયત્ન કર્યો. તેમ છતાં ધ્રુવ પોતાના નામના અર્થને સાર્થક કરનારો સાચો ટેકીલો હતો, તેથી પોતાના સત્ય નિશ્ચયમાં મક્કમ રહ્યો. ત્યારે નારદે ભગવાનની ભક્તિ કેમ કરવી, તેનો વિધિ ત્હેને બતાવ્યો, ધ્રુવને તપોવનમાં મોકલી, પોતે ત્હેના પિતા ઉત્તાનપાદ પાસે ગયા. રાજાએ નારદને સારો આવકાર આપ્યો. ત્હેમને બેસવાને સારૂં આસન આપ્યું. પણ રાજા તે વખતે ઘણો ઉદાસ અને શોકાતુર જણાતો હતો. તેથી નારદે ત્હેને પૂછ્યું કે, 'ત્હમે આવા ઉદાસ કેમ જણાઓ છો? ત્હમને શું દુઃખ છે તે કહો.' ત્યારે રાજાએ કહ્યું કે, મ્હને હાથનાં કર્યાં હૈયે વાગ્યાં છે. મ્હારી માનીતી રાણીને ખુશ કરવા ખાતર મ્હેં મ્હારા પુત્ર ધ્રુવને હરખભેર મારી પાસે આવતો અટકાવ્યો. તેથી તે મારા પર રીસાઈને વનમાં જતો રહ્યો છે. હું મ્હારા નિર્દયપણાંનો પસ્તાવો કરી રહ્યો છું. ત્યારે નારદજી બોલ્યા, હે રાજા! આમ બૈરીના ગુલામ થઈ ત્હમે એક આંખે જુઓ એ સારૂં કહેવાય નહિ. તમારા જેવા ન્યાયી રાજા પક્ષપાત કરે એ કેવું ખોટું! સ્ત્રી પ્રત્યેના પ્રેમને લીધે તમારે તમારી ફરજમાંથી ચૂકવું જોઈતું ન હતું. રાજાએ પોતાની ભૂલ કબૂલ કરી અને ઘણોજ વિલાપ કરવા માંડ્યો. ત્યારે ત્હેને શાન્ત પાડવાની મતલબથી નારદ કહેવા લાગ્યાઃ—'ધ્રુવને માટે વૃથા શોક કરશો નહિ. પ્રભુ જે કરે છે તે સારાને માટે. તમારો છોકરો મહાભાગ્યશાળી અને પ્રતાપી નીકળશે. સહુથી સારી વાત તો એ છે કે, એ પ્રભુનો ભક્ત છે. પરમાત્મા એનું રક્ષણ કરશે. એનો વાળ સરખો વાંકો નહિ થવા દે. થોડા વખતમાં

એ અહિં તમારી પાસે આવી પહોંચશે અને તમારી કીર્ત્તિને વધારે ઉજળી કરશે.' આણી તરફ ધ્રુવે એકચિત્તથી હૃદયની સાચી શ્રદ્ધાથી પરમાત્માની ભકિત કરવા માંડી. પહેલાં જળપાન કરીને રહ્યા પછી કંદમૂળપર દિવસ ગુજાર્યા. ત્યારબાદ વાયુ ભક્ષીને રહેવા લાગ્યા. ધ્રુવજી ભકિતરસમાં તરબોળ થઈ ગયા હતા. ક્યાં તો ભગવાનને પ્રસન્ન કરવા કે ક્યાં તો જંગલમાં તપ કરતાં પ્રાણ પટકી નાંખવા એવા દૃઢ નિશ્ચય ઉપર ધ્રુવ આવ્યો. સત્ય સંકલ્પ, સન્નિષ્ઠાનું ફળ હંમેશાં અદ્‌ભુતજ હોય છે. ધ્રુવને પણ એ નિયમ પ્રમાણે પોતાના સાચા ટેકનું ફળ મળ્યું. ત્હેની સત્યનિષ્ઠાથી અને હૃદયની દૃઢશ્રદ્ધા ભકિતથી ભગવાન્ ત્હેના પર પ્રસન્ન થઈ ગયા. યોગી અને મહાત્માઓને જેમનાં દર્શન એકજ જન્મમાં થઈ શકતાં નથી, તેવા પરમાત્માએ પાંચ વર્ષના આ બાળકને દર્શન દીધાં. ભકતવત્સલ ભગવાને ત્હેને વરદાન આપીને કહ્યું કે, હવે તું ત્હારે ઘેર જા. ત્યાં જઈને રાજ્ય કર. કેમકે, જ્યારે તું અહિંથી ત્હારે ઘેર જઈશ, ત્યારે ત્હારા પિતા ત્હને રાજ્યગાદી આપીને વનમાં ચાલ્યા જશે. મ્હારી ભકિત કર્યાથી ત્હને ઈન્દ્ર કરતાંયે વધારે ઐશ્વર્ય અને વૈભવ મળશે, અને ઘણા યજ્ઞ કરીને છેવટે મરણ બાદ તું પરમ ધામને પામીશ. ત્યારપછી ધ્રુવ ત્યાંથી પોતાના પિતા પાસે જવા નીકળી પડ્યો. ધ્રુવનાં આવવાની ખબર પડતાં વારને રાજા ઘણો ખુશ ખુશ થઈ ગયો. ધ્રુવને મળવાને માટે તે ઘણો આતુર થઈ રહ્યો હતો. તેથી ભારે ધામધૂમ અને ઉત્સાહથી તે ત્હેને નગર બહાર સામો તેડવા ગયો. ઘણા હર્ષથી ત્હેને વધાવી લીધો, આનંદથી આલિંગન દીધું અને રાજ્યપાટ આપ્યું. સુરૂચિ પણ હવે ભગવદ્‌ભકત ધ્રુવના તરફ ઈર્ષા દ્વેષ વિનાની થઈ ગઈ હતી. સત્યનિષ્ઠાવાળા ધ્રુવના તરફ સુરૂચિની હવે સારી રૂચિ જન્મી હતી. ધ્રુવને રાજ્યની ગાદી આપીને રાજા તપ કરવા સારૂ વનમાં

ચાલ્યો ગયો. ધ્રુવ બે રાણી પરણ્યા હતા, અને બન્નેને પ્રજા થઈ હતી. પણ ઉત્તમનાં લગ્ન થયાં નહોતાં. તે એક દિવસ હિમાલય તરફ શિકાર કરવાને ગયો. ત્યાં એક યક્ષે ત્હેને મારી નાંખ્યો. એની પાછળ સુરૂચિ એની શોધ કરવા ગઈ; ત્હેના પણ એવાજ હાલ થયા. ધ્રુવને એ વાતની ખબર પડતાં વારને ત્હેણે મોટી ફોજ લઈને તે યક્ષો પર ચઢાઈ કીધી. યક્ષો ત્હેની સામે ઘણી બહાદૂરીથી લડ્યા. પણ ધ્રુવે તેઓને હરાવી નાંખ્યા. યક્ષોનો નાશ કરીને ધ્રુવ રાજધાની તરફ પાછો ફર્યો. રાજનગરમાં પાછા આવીને ધ્રુવે ઘણાં વર્ષ સુધી રાજ્યસુખ ભોગવ્યું અને આખરે પરમધામને વિષે સીધાવી ગયા. પરમાત્માની ધ્રુવના ઉપર ખરેખરી કૃપા હતી. તેથી ત્હેમણે પરમ ધામમાં આવ્યા પછી ધ્રુવને ધ્રુવપદને વિષે સ્થિર કરી દીધા. ધ્રુવનું દર્શન પણ પુણ્યપ્રદ મનાય છે. અને તેથીજ નવાં પરણેલાં દંપતીને ધ્રુવનું દર્શન કરાવવામાં આવે છે. ધ્રુવનાં દર્શન કરીને ત્હેને ઉદ્દેશીને નવી પરણેલી સ્ત્રી કહે છે કે 'હે ધ્રુવ! તું જેમ ધ્રુવપદને પામ્યો છે, તેમ હું પણ મારા પતિના કુળમાં ધ્રુવ (સાચી નિષ્ઠાવાળી) સ્થિતિને પ્રાપ્ત કરૂં.' બાળકો! ધ્રુવની આ વાતમાંથી ત્હમને ઘણું શીખવાનું મળે તેમ છે. ધ્રુવનાં ચરિત્ર ઉપરથી ત્હમારે એ સાર લેવાનો કે જેના ઉપર પરમાત્માની કૃપા થાય છે, ત્હેનેજ આ સંસારમાં સુખ, વૈભવ, તથા કીર્ત્તિ મળે છે. ભગવાનની ભકિતથીજ સઘળાં દુઃખ દૂર થઈ શકે છે. જુઓ, ધ્રુવને એના પિતા તથા સાવકી માએ હડધૂત કરીને ઘરમાંથી કાઢી મૂકયો હતો. પરંતુ ભગવાનની ભકિત ધ્રુવે ખરી શ્રદ્ધાથી અને સાચા ટેકથી કીધી, તો વનમાંથી આવતાં વારને ત્હેને રાજ્ય મળ્યું. વળી ખ્યાલ કરો કે અભિમાનનું ફળ કેવું ખરાબ આવે છે? પરમાત્માનો ખોરાક શું છે? એ સવાલના જવાબમાં કહ્યું છે કે પરમાત્માનો

ખોરાક અહંકાર છે. ધ્રુવની સાવકી મા સુરૂચિએ અભિમાન કર્યુ તેનું પરિણામ કેવું ખરાબ આવ્યું ? પુત્ર સાથે તે હિમાલયના જંગલમાં મારી ગઈ. જે અભિમાન કરે છે તેનું કદી કલ્યાણ થતું નથી. તેનો તો હંમેશાં અધઃપાતજ થાય છે. એટલા માટે હે બાળકો ! તમે કદી અવળે માર્ગે દોરાઈ જશો નહિ. અનીતિ, અભિમાન કે દુષ્ટ વ્યસનનાં ફંદામાં ફસાઈ પડશો નહિ. પરમેશ્વરની ભક્તિનુંજ વ્યસન પાડજો. સત્યનિષ્ઠા અને હૃદયની શ્રદ્ધાથી જ્યારે ત્હમે ઇશ્વરના ભક્ત બનશો, ત્યારે આ દુનિયામાં અને પરલોકમાં ત્હમારૂં બધી રીતે કલ્યાણજ થશે.



# ૭. રાજા વિષ્ણુના અંશરૂપ ક્યારે કહેવાય?

## ( વેન રાજાની વાર્તા )

અસલના વખતમાં વેન કરીને એક ઘણો સારો રાજા થઈ ગયો. ત્હેને પુત્ર નહિ હોવાથી ઘણો સંતાપ થતો હતો. ઘણાં વ્રત તપ કર્યા બાદ ત્હેને એક પુત્ર થયો. તે વખતે રાજ્યમાં બધે આનંદ વર્તી રહ્યો. એ રાજપુત્રનું નામ વેન પાડવામાં આવ્યું. વેનના જન્મ વખતે લોકોને જે આનંદ ઉપજ્યો હતો, તે ઝાઝો ટક્યો નહિ. કેમકે, વેન ઘણો દુષ્ટ નીકળ્યો. નિર્દોષ પ્રાણીને રંજાડવાં તથા નાહક ત્રાસ આપવો, રૈયતને મારપીટ કરવી અને હરેક પ્રકારે હેરાન કરવી એ સિવાય બીજું કાંઈ ત્હેને આવડતું નહિ. લોકો બીચારા ત્હેનાથી થરથર ધ્રૂજતા. કારણ કે, એ દુષ્ટ રાજપુત્ર કઈ વખતે કોના જીવને કેવી હાનિ પહોંચાડશે, તેનો નિયમ ન હતો. સમોવડીઆ સોબતીને પણ તે બેસુમાર માર મારતો. પોતાનો પુત્ર આવો દુષ્ટ નીકળ્યો તે જોઈને અંગ રાજાના જીવને ઘણોજ ખેદ થતો. પુત્રને સુધારવાને રાજાએ બહુ બહુ ઉપાય અજમાવી જોયા પણ સઘળાજ વ્યર્થ નીવડ્યા. આખરે રાજાને પુત્રનું આવું ઉદ્ધત વર્તન કેવળ અસહ્ય થઇ પડ્યું. અકળામણમાં તે કકળવા લાગ્યો:–'આવો કપૂત છોકરો પેટે પાકે તેના કરતાં તો વાંઝીયા રહેવું વધારે બ્હેતર છે. સારાં છોકરાં માબાપને આલોક અને પરલોકમાં સુખ આપે છે અને માબાપની કીર્તિને વધારે છે, કુળને તારે છે. પરંતુ આવી કપૂત પ્રજા તો પૂર્વ જન્મનું વેર વાળવાને ખાતરજ જન્મ લે છે. કેમકે, તે તો પોતાનાં દુષ્ટ આચરણથી માબાપની આબરૂને એબ લગાડે છે.' રાજા એક દિવસ ઘણોજ કંટાળી ગયો, અને કોઈ ન જાણે એવી

રીતે રતોવઇ કોણ જાણે કયાંનો કયાં ચાલ્યો ગયો કે જેનો પત્તોજ ના મળે. લોકોએ ઘણીયે શોધ કરી, પણ કાંઇ વળ્યું નહિ.

રાજા આ પ્રમાણે નાસી ગયા બાદ પ્રજાનું સંરક્ષણ કેમ કરવું એ પ્રશ્નની ચોળાચોળ થવા લાગી. બાપના પછી તેના દીકરાનોજ ગાદી પર હક રહે છે. એ નિયમ મુજબ વેન પોતાના બાપનાં રાજ્યનો વારસ થયો. પ્રધાનો અને બીજા બધા કારભારી-ઓએ મળીને ત્હેને રાજ્યાભિષેક કર્યો. પણ રાજપુત્ર ગાદી પર બેસતાં વારને શું ઉધુંચતું કરી નાંખશે, તે વાતની સઘળાનેજ ઘણી ફાળભરી ચિન્તા રહેતી. પ્રજાની એ બ્હીક ખોટી નહોતી. રાજ્યાભિષેક થયો ત્યારથીજ વેન રાજાએ પ્રજાને ત્રાહે ત્રાહે પોકરાવવા માંડી. લોકો બધા થોડા વખતમાં ત્હેના જુલમથી છેક ત્રાસી ગયા. રાજા દેવનો અંશ છે, છતાં ત્હેની પૂજા કરવાને બદલે ત્હમે દેવની પૂજા કેમ કરો છો, એમ પ્રજાને તે છચોક કહેવા લાગ્યો. પોતાની મૂર્ખતાનું પ્રદર્શન કરાવવા લાગ્યો. ધર્મને માર્ગે ચાલવું રૈયતને માટે અશકય થઇ પડયું. રાજ્યમાં બધે અંધાધુંધી પ્રસરી રહી. ન્યાય રીસાઇ ગયો, રાજાનો ધર્મ રાજાથી પળાય નહિ અને પ્રજાનો ધર્મ પ્રજાથી પાળી શકાય નહિ, એવી સ્થિતિ થઈ ગઈ. ત્યારે ડાહ્યા અને સમજુ માણસોએ એવો નિશ્ચય કર્યો કે, જાણી જોઈને અધર્મને માર્ગે ચાલનારા અને બીજાને પરાણે અધર્મને માર્ગે દોરવનારા રાજાને આપણે જીવથી મારી નાંખીશું, તોપણ આપણને શાસ્ત્ર પ્રમાણે કશું પણ પાપ લાગવાનું નથી. છેવટે લાચાર થઈને તેમણે એ નિશ્ચયને અમલમાં મૂકયો અને રાજાને ઠાર કર્યો. ત્યાર પછી ત્હેના પુત્રને ગાદી પર બેસાડયો. એ પ્રમાણે કુળાંગાર નામબોળુ રાજાને વગર વાંકે રૈયતને છુંદવાનાં ત્હેનાં દુષ્ટ કૃત્યનો યોગ્ય બદલો મળ્યો. સારાંશ, જ્યાં સુધી પ્રજાનાં હિત તરફ પૂરતું લક્ષ રાખીને ધર્મને માર્ગે રાજા ચાલ્યો,

ત્યાં સુધી પ્રજાએ ત્હેને વિષ્ણુના અંશ જેવો ગણીને માન આપ્યું. પરંતુ તેજ રાજાએ જ્યારે ન્યાય અને ધર્મને વીસારી દઈ, વિના કારણ પ્રજાને કનડવા માંડી ને ત્રાસ વર્તાવવા માંડયો, ત્યારે રૈયતે પણ ત્હેની બરાબર ખબર લઇ નાંખી. રાજાએ એટલા માટે પ્રજાનાં હિત તરફ ખાસ લક્ષ રાખવું જોઇએ.



# ૮. એક સુંદર રૂપક.

## ( પૃથુ રાજાની વાર્ત્તા )

વેનરાજાના વખતમાં અતિશય જુલમ અને અંધાધુંધીને લીધે કોઈને પોતાનો કામધંધો સૂઝતો નહિ. ખેતી તરફ દુર્લક્ષ થઈ ગયું અને જમીનની મહેસુલ પણ જોઈએ તેટલી ઉપજતી નહિ. અનાજ નહિ ઉગવાથી રૈયત ભૂખે મરવા લાગી. વેનરાજાનાં મરણ પછી ત્હેનો પુત્ર પૃથુ જ્યારે ગાદી પર બેઠો, ત્યારે પણ એવીજ સ્થિતિ ચાલુ રહી હતી. લોકો અન્ન વગર તરફડીને મરી જાય છે, છતાં પૃથ્વી ધાન્ય આપતી નથી, એવું જોઈને પૃથુ રાજાએ પૃથ્વીની સામે પોતાનું બાણ તાકયું અને તે એને વીંધી નાંખવાની તૈયારી કરી રહ્યો હતો, એટલામાં તે (પૃથ્વી) ગાયનું રૂપ ધારણ કરીને રાજાને શરણે આવી અને કહેવા લાગીઃ—' રાજા, હું નિરપરાધી સ્ત્રી છું. રાજાઓ મ્હારી સંભાળ લેતા નથી, અને યોગ્ય ઉપાય અજમાવતા નથી, તેથીજ ઝાડ બધાં સૂકાઈ ગયાં અને અનાજનો તોટો પડ્યો. એમાં મ્હારો શો કસુર ? હવે હું કહું તે પ્રમાણે તું કર. જેની સામે નજર કરતાં વારને મ્હને પાનો છૂટે, એવાં એક વાછરડાંને લાવીને મ્હારી સામું મૂક અને એક હોશિયાર દોહનાર માણસ તથા તામડી તૈયાર રખાવી મૂક." રાજાએ તે મુજબ કર્યું, ત્યારે ગાયે પુષ્કળ દૂધ આપ્યું. બાળકો ! આ એક સુંદર સમજવા જેવું રૂપક છે. પૃથ્વીનાં કહેવાનો અર્થ એવો છે કે, રાજા જો પ્રજાનું યોગ્ય રીતે પાલન કરી શકે, તો રૈયત જમીનની સંભાળ સંતોષકારક રીતે તેમજ સુખશાન્તિથી લઈ શકે, અને ત્યારબાદ જમીન જોઈએ તેવી ફળદ્રુપ બનીને પુષ્કળ ધાન્ય આપી શકે,

અને લોકોને પણ ખાવાને પૂરતું અન્ન મળી શકે. પૃથ્વીના ઉપલા રૂપકમાંથી આવો શીખામણ લેવા લાયક સાર નીકળે છે, તે ધ્યાનમાં રાખવા જેવો છે. ભાગવતનાં એ રૂપક ઉપરથીજ ભર્તૃહરિએ નીતિશતકમાં કહ્યું છે કે, હે રાજા! તું જો આ પૃથ્વીરૂપી ગાયને દોહવા માંગતો હોય, એટલે કે, પૃથ્વીને જેવી જોઈએ તેવી ફળદ્રુપ અને સમૃદ્ધ બનાવવા ઇચ્છતો હોય, તો ત્હારી રૈયતને ત્હારી પોતાની પ્રજા ( સંતતિ )ની પેઠે પોષજે; કેમકે રૈયતને નિત્ય સંભાળ રાખીને પોષવાથી જે પૃથ્વીની ઉપર તું રાજ્ય ચલાવે છે તે પૃથ્વી કલ્પવૃક્ષની પેઠે મનમાન્યાં ફળ ત્હને પૂરાં પાડશે અને ત્હને કૃતાર્થ કરશે.



# ૯. ખરૂં પુણ્ય શેમાં છે?

## ( પૃથુરાજાના યજ્ઞની વાત )

સો યજ્ઞ કરનારને ઈન્દ્રનો અધિકાર મળે છે એવું લોકો અસલના વારામાં માનતા. પૃથુ રાજાએ એ પદ મેળવવા સારૂ સો અશ્વમેધ યજ્ઞ કરવાનો વિચાર કર્યો. અશ્વમેધ યજ્ઞમાં ઘોડાને છુટો મૂકવામાં આવે છે અને તે ઘોડાને જે ઉપાડી જાય ત્હેને જીત્યા વગર એ યજ્ઞ પૂરો થયો ગણાતો નથી. પૃથુ રાજાએ એ નિયમ પ્રમાણે ઘોડો છોડી મૂકયો અને એકંદરે એવા નવ્વાણું યજ્ઞો કર્યા. સોમા યજ્ઞ વખતે ઘોડાને યજ્ઞના સ્તંભની સાથે બાંધી મૂકયો હતો, અને પૃથુ રાજા આંખ મીચીને ભગવાનનું ધ્યાન ધરી રહ્યા હતા. એટલામાં ઋષિના વેશમાં ઈન્દ્ર ત્યાં આગળ આવ્યો અને ઘોડાને છોડીને ઉપાડી ગયો. પૃથુના પુત્રે ઈન્દ્રની પુંઠ પકડીને ત્હેની પાસેથી ઘોડાને છોડવી લાવ્યો. ઈન્દ્ર ફરી પાછો કપટ વેશમાં આવીને ઘોડાને છાનોમાનો લઈ ગયો અને પૃથુનો પુત્ર ફરીથી ત્હેની પાછળ પડીને ઘોડાને છોડવી લાવ્યો. એ પ્રમાણે અનેકવાર બન્યું. આખરે યજ્ઞ કરનારા ઋષિઓ કંટાળી ગયા, અને ખુદ ઈન્દ્રનોજ હોમ કરવાને તૈયાર થયા. ત્યારે બ્રહ્મદેવ ત્યાં આવી પહોંચ્યા અને પૃથુ રાજાને કહેવા લાગ્યા કે, 'હે રાજા! ત્હારો સોમો યજ્ઞ જો કે હજી પૂરો થવાનો બાકી છે, તોપણ ત્હારી યોગ્યતા અને પ્રતિષ્ઠા ઈન્દ્ર કરતાં યે અધિક છે. હવે તું યજ્ઞ કરવાની ભાંજગડમાં પડવાને બદલે ભક્ત વડે શ્રી ભગવાન્‌નેજ વશ કરી લેવાનો પ્રયત્ન કર. શુદ્ધ આચરણ, પુણ્ય કર્મ કરીને ત્હારો પોતાનો પ્રજાનું પાલન કરવાનો જે ધર્મ છે તે તું બરાબર બજાવીશ, તો તેનાથીજ ત્હને ખરેખરૂં

પુણ્ય લાગશે. કારણ કે ખરૂં પુણ્ય પોતાની ફરજ યોગ્ય રીતે બજાવવામાંજ રહેલું છે. એજ મતલબથી પ્રખ્યાત કવિ પોપ કહે છે કે "Act well your part, there the honour lies." ત્હારૂં કર્ત્તવ્ય કર્મ સારી પેઠે બજાવ, તેમાંજ ત્હને ખરૂં માન મળશે. પૃથુ રાજા ઘણો પવિત્ર અને ધર્મનિષ્ઠ હતો. બ્રહ્મજ્ઞાની ઋષિ મુનિઓના તરફ ત્હેને ઘણો પૂજ્યભાવ હતો. એક વખત સનત્ કુમારમુનિ પૃથુરાજાના દરબારમાં આવી પહોંચ્યા. રાજાએ ત્હેનો ભારે સત્કાર કર્યો અને પછી મુનિની પાસેથી કાંઈક બોધ મેળવવાની મતલબથી પૂછયું કે, હે મુનિ મહારાજ! વગર મહેનતે મનુષ્યનું કલ્યાણ શી રીતે થઈ શકે, તે મ્હને સમજાવો. ઋષિએ રાજાની આવી નમ્ર વાણી સાંભળીને કહ્યું, 'હે રાજા! આપને શું અજાણ્યું છે? આપ બધુંજ જાણો છો. પરંતુ સંસારના પ્રાણીઓ ઉપર ઉપકાર કરવાની મતલબથીજ આપ મ્હને એ પ્રશ્ન પૂછો છો. મહાપુરૂષોની બુદ્ધિ હંમેશાં આપના જેવીજ હોય છે. વગર મહેનતે ઘણી સહેલાઈથી સુખી થવાનો ઉપાય એટલોજ છે કે હંમેશાં સાધુ મહાત્માઓનો સંગ કરવો. ફરી ફરી જન્મ અને મરણરૂપી જે ભવરોગ કહેવાય છે, તે ભવરોગનો નાશ કરનારી એક માત્ર દવા સત્સંગ છે. કેમકે, સાધુ મહાત્માના સમાગમથીજ મનુષ્યને બ્રહ્મજ્ઞાન થાય છે, અને પરમાત્માનાં પદની પ્રાપ્તિ થાય છે. મનુષ્યને અમર કરનારૂં અમૃત પણ એ સત્સંગજ છે. પ્રભુભક્તિનો માર્ગ પણ સત્સંગ વડેજ બરાબર સમજાય છે. 'સંતબીન કોણ બતાવે વાટ?' એમ જે કહ્યું છે, તે તદ્દન ખરૂં છે. ભગવાનની ભક્તિ કર્યાથી મનુષ્યનાં અંતઃકરણનો મેલ દૂર થઈ જાય છે. સઘળા શાસ્ત્રોની મતલબજ એટલીજ છે કે, ઈશ્વરને વિષે હૃદયની શ્રદ્ધાભરી ભક્તિ ઉપજે, તોજ જ્ઞાન અને વિવેક વૈરાગ્ય ઉત્પન્ન થઈ શકે. તેમ થતાં અંતઃકરણ

સાફ થઈ જાય છે, ચિત્ત નિર્મળ થઈ જાય છે અને સુખદુ:ખ વગેરે કશાનું ભાન રહેતું નથી. સચ્ચિદાનંદ ભગવાનની સાથે તે એકરૂપ થઈ જાય છે. ઈશ્વરની સાથે અભેદભાવ પૂરેપૂરો અનુભવે છે. આવો બોધ કરીને મુનિ પોતાને આશ્રમને વિષે ચાલ્યા ગયા. રાજાને જ્ઞાન થઈ ગયું. તે ભગવાનને વિષે દૃઢભક્તિ કરવા લાગ્યો. સંસારનાં કોઈપણ વિષયને વિષે એને આસક્તિ ન્હોતી. પૃથુને પાંચ પુત્ર થયા હતા. એના રાજ્યમાં પ્રજા પણ ઘણી સુખી હતી. ક્ષમામાં તે પૃથ્વીના જેવો હતો. મનુષ્યને સુખ આપવામાં તે સ્વર્ગસમાન હતો. સમુદ્ર જેવો તે ગંભીર હતો. પરાક્રમમાં અને ધીરપણામાં તે સુમેરૂ પર્વતસમો હતો. શિક્ષા કરવામાં ધર્મરાજાની બરાબરી કરે તેવો હતો. ધનમાં કુબેરતુલ્ય, બળમાં વાયુસમો, રૂપમાં કામદેવની બરાબરી કરનારો, અને મનુષ્યોની સાથે સ્નેહ કરવામાં તે મનુના જેવો હતો. બુદ્ધિમાં બૃહસ્પતિ જેવો અને આત્મજ્ઞાનીઓમાં સાક્ષાત્ વિષ્ણુસમાન હતો. પૃથુએ પોતાનાં સારાં કૃત્યથી ખરૂં પુણ્ય મેળવ્યું હતું. ઘણાં વર્ષ રાજ્ય કર્યા પછી ત્હેણે પોતાના પુત્રને રાજ્યાભિષેક કર્યો અને પોતે અરણ્યમાં જઈને કંદમૂળ ખાઈને ઈશ્વરભજન કરવા લાગ્યો. ખરાં પુણ્યની કમાણી કરીને મરણ પછી તે સ્વર્ગને વિષે સીધાવ્યો. પૃથુરાજાના જીવનચરિત્ર ઉપરથી આપણને ઘણું શીખવાનું મળે છે. સારાં કર્મોનું ફળ હંમેશાં સારૂંજ આવે છે.



# ૧૦. રાજા પ્રિયવ્રતની કથા.

રાજા પ્રિયવ્રત કરીને એક મોટો ઇશ્વર ભકત રાજા થઈ ગયો. પરમાત્માની ભકિતને વિષે તે રાત દિવસ તત્પર રહેતો. એ પણ મનુનો પુત્ર હતો. મનુએ એને સઘળાં નીતિ અને ધર્મનાં શાસ્ત્રો શીખવ્યાં હતાં. પ્રિયવ્રત જ્યારે લાયક ઉમ્મરનો થયો, ત્યારે ત્હેના પિતા મનુએ ત્હેને રાજ્યની ગાદી આપવાનો વિચાર કર્યો. પણ પ્રિયવ્રતે રાજા થવાની ના પાડી. ત્હેનું મન તો ઇશ્વરની ભકિતમાંજ તલ્લીન થઈ ગયું હતું તેથી રાજ્ય કારભારની જંજાળમાં સપડાવાનું ત્હેને ગમ્યું નહિ. મહર્ષિ નારદના ઉપદેશથી ત્હેને ઇશ્વરનું જ્ઞાન થયું હતું. તેથીજ ત્હેને રાજના તાજનો બોજો અસહ્ય લાગ્યો.

એક દિવસ કોઈ પહાડની ગુફામાં નારદજી એકાંતમાં પ્રિયવ્રતને જ્ઞાનનો ઉપદેશ આપી રહ્યા હતા. મહર્ષિ મનુ પણ પોતાના પુત્ર પ્રિયવ્રતને લઈ જવાની મતલબથી ત્યાં આવી પહોંચ્યા. ત્યારપછી થોડીવારમાં નારદના પિતા બ્રહ્મા પણ આવ્યા. બ્રહ્માને પધારેલા જોઈને, ત્રણેય જણા હાથ જોડીને ત્હેમની સામે ઉભા રહ્યા, અને ત્હેમની પૂજા અને સ્તુતિ કરવા લાગ્યા. સહુ પોતપોતાની જગાએ બેસી ગયા પછી, બ્રહ્માએ પ્રિયવ્રતના તરફ હસીને કહ્યું કે "હે વત્સ ! હું જ કહું છું તે સાંભળ. જો, તું, ત્હારા પિતા, ત્હારા ગુરૂ આ નારદ અને હમે બધાજ અવશ થઈને પરમેશ્વરની આજ્ઞાનું પાલન કરીએ છીએ. કોઈપણ પ્રાણી વિદ્યાથી, તપથી, યોગબળથી અગર બીજાં કોઈપણ કારણવડે ઇશ્વરની આજ્ઞાનો ભંગ કદી કરી શકે તેમ નથી. ઇશ્વરને ખાતર કામકાજનો નાશ કરવાની તાકાત કોઈનામાં નથી. ઇશ્વરે આ

દેહ આપ્યો છે તે કર્મ કરવા માટેજ. એ આજ્ઞાની સામે કદાપિ કોઈ થઈ શકે તેમ નથી. આપણે બધા જીવોજ ઇશ્વરની સત્તા હેઠળ છીએ. ત્હેની પ્રેરણા મુજબજ આપણે સઘળાં કામ કરીએ છીએ. પરમાત્માજ આપણને આપણાં કર્મ પ્રમાણે અમુક અમુક યોનિમાં જન્મ આપે છે. દરેક યોનિમાં જીવને સુખ દુઃખ ભોગવવાં પડે છે. જીવ ગમે તેટલો જ્ઞાની હોય, મુકત કયાં નહિ થઈ ગયો હોય, પણ જ્યાં સુધી તે કર્મ કરતો રહેશે, ત્યાંસુધી ત્હેને શરીર ધારણ કરવુંજ પડવાનું—જન્મ લેવોજ પડવાનો. કેમકે, શરીર વગર કર્મ પણ કરી શકાતાં નથી, તેમજ ભોગો પણ ભોગવી શકાતા નથી. તેથી એમ નહિ સમજવું કે મનુષ્યને પોતાનાં ઘર બહાર તજીને વનમાં ગયા વિના જ્ઞાન થતું નથી અથવા મોક્ષ મળતો નથી. જે પુરૂપ પોતાની ઈન્દ્રિયોને વશ રાખતો નથી, પોતાનાં મન પર કાબુ મેળવતો નથી, તેવા પુરૂષને વનમાં જઈ બાવા બન્યાથી કશો લાભ થશે નહિ. જ્યાં સુધી એ જીવ પાંચે ઈન્દ્રિયો અને છઠ્ઠી બુદ્ધિને જીતશે નહિ ત્યાં સુધી એને કોઇ પણ જગોએ શાન્તિ મળવી મુશ્કેલ છે. સાધુને ત્હેની સાધુતા ખાતર માન મળે છે, નહિ કે બાહ્ય બનાવટી વેશને માટે. ક્રિયાની સિદ્ધિનો આધાર અંદરના સત્વ ઉપર રહેલો છે, નહિ કે બહારનાં કૃત્રિમ સાધનો ઉપર. એવું સત્વ ખીલવવા સારૂ જે મનુષ્ય પોતાની ઈન્દ્રિયોને જીતી લે છે, જેનું મન આત્માને વિષે રમી રહ્યું છે, અને ઇશ્વરને વિષે જેને સાચી પ્રીતિ છે, તેવા મનુષ્યને ગૃહસ્થાશ્રમથી કશું નુકસાન થતુંજ નથી. જે આસક્તિરહિત, એટલે મોહમાયાનાં લેપન વગરના છે ત્હેને પોતાનું ઘર પણ તપોવન તુલ્યજ છે. શામળે સાચી સમજમાં પણ એજ આશયથી કહ્યું છે કે, 'ઇશ્વર અનુભવ વિણ નવ મળે સહેજ ભાવના ભંગ છે; શામળ મનસા સિદ્ધ ત્હેને કથરોટમાં

ગંગ છે.' એથી કરીને એ છએ શત્રુઓને જીતી લઈને જે મનુષ્ય પરમાત્માનું ધ્યાન કર્યાં કરે છે, તે ગૃહસ્થાશ્રમમાં પણ ત્યાગી મહાત્માના જેવીજ ગતિ મેળવે છે. અર્થાત્ એવા વિવેકી અને જ્ઞાની ગૃહસ્થાશ્રમીને પણ મોક્ષ મળી શકે છે."

આવું સાંભળીને પ્રિયવ્રતે મનમાં વિચાર કર્યો કે ચારે વેદના બનાવનારા બ્રહ્માજીજ જ્યારે પોતે જાતે આવો ઉપદેશ મ્હને આપી રહ્યા છે, ત્યારે મ્હારે એમના એ ઉપદેશને માનવોજ જોઈએ. એવો વિચાર કરીને બ્રહ્માને પ્રિયવ્રતે હાથ જોડીને કહ્યું, "આપની આજ્ઞા મુજબજ હું વર્તીશ."

એ સાંભળીને મનુ મહારાજને ઘણો આનંદ થયો એમને તો 'ભાવતું હતું ને વૈદે કહ્યું' જેવુંજ થયું. પોતાની ઇચ્છા પાર પડશે એવું ધારીને ત્હેમના જીવને ઘણો આનંદ થયો. મનુ મહારાજે બ્રહ્માજીનો ઘણો ઉપકાર માન્યો. ત્યાર પછી બ્રહ્મા બ્રહ્મલોકને વિષે ચાલ્યા ગયા. જતાં જતાં બ્રહ્માનાં મનમાં એવો વિચાર આવ્યો કે નારદના શિષ્યને મ્હેં યોગમાર્ગમાંથી ખસેડી દીધો છે, તેથી કદાચ નારદ અને પ્રિયવ્રત એ બન્ને જણાં અંદરખાનેથી મ્હારા પર ગુસ્સે થયા હોય, અને તેથી મ્હારા તરફ ક્રોધ દૃષ્ટિથી જોશે. તેથી બ્રહ્માએ પાછા ફરીને બન્નેની આંખની તરફ નજર કીધી. પરંતુ એમની શંકા ખોટી ઠરી. એ બન્ને જણા તો ઉલટા બ્રહ્માજીના તરફ ભક્તિભાવની પ્રેમવૃત્તિથી જોઇ રહ્યા હતા.

મનુ મહારાજની એ ખાસ ઈચ્છા હતી કે પ્રિયવ્રત જો રાજ્યનો બોજો પોતાના હાથમાં લઇ લે, અને રાજ્યતંત્ર ચલાવે, તો હું સંસારનો ત્યાગ કરીને વનમાં જઇને ભગવાનની ભક્તિ કરૂં. હવે ત્હેમની એ ઇચ્છા ફળીભૂત થઈ. બ્રહ્માના ઉપદેશને લીધે પ્રિયવ્રતે રાજ્યની લગામ પોતાના હાથમાં લેવાનું કબૂલ

કર્યું. મનુ મહારાજ પોતાના લાયક પુત્રને રાજ્યતિલક કરીને રાજ્યનું સઘળું કામકાજ ત્હેને સોંપીને પોતે વનમાં ચાલ્યા ગયા.

પ્રિયવ્રતે જો કે રાજ્યનો સઘળો કારભાર પોતાના હાથમાં લઈ લીધો હતો, તો પણ એનું મન પરમાત્માની ભક્તિમાંજ પરોવાએલું હતું. બ્રહ્માને પ્રસન્ન કરવા ખાતરજ તે રાજા થયો હતો, પણ તેમાં તે પ્રમાદી કે આસક્ત બન્યો ન્હોતો. થોડાક દિવસ પછી તે વિશ્વકર્માની બર્હિષ્મતી નામની કન્યાની સાથે પરણ્યો. ત્હેને એક પુત્રી અને દશ પુત્રો થયા. “ સંસારસું સરસો રહે ને મન મારી પાસ; લોક વિષે લોપાય નહિ તે જાણ મારો દાસ. ” એ સિદ્ધાંતને જીંદગીભર પોતાના અનુભવમાં ઉતારીને તથા ધર્મ વડે પ્રજાનું પાલન કરીને છેવટે રાજા પ્રિયવ્રત પરમાત્માનાં પરમ પદને પામ્યો.



# ૧૧. રાજા ભરતની વાર્તા.

રાજા ભરત એ નાભિ રાજાનો પૌત્ર અને ઋષભદેવનો પુત્ર હતો. ઋષભદેવ ઘણા દયાળુ ધર્મનિષ્ઠ તથા જ્ઞાની રાજા હતા. ઋષભદેવે ગુરૂકુલમાં અભ્યાસ કરીને લોકોને ધર્મનો ઉપદેશ સારી પેઠે કર્યો હતો. ચારે વેદોનું રહસ્ય એ ઘણું સારૂં સમજતા હતા. એમણે સોવાર અશ્વમેધ યજ્ઞ કર્યા હતા. આખા હિન્દના એ ચક્રવર્તી રાજા હતા. એમના પ્રતાપી અમલ નીચે સર્વ પ્રજા ઘણી સુખી અને આબાદ હતી. એમનું પોતાનું વર્તન એવું તો પવિત્ર અને ઉત્તમ હતું કે એમની પ્રજામાંથી કોઈ પારકાની ચીજ સામે નજર સરખું કરતું નહિ; ઋષભદેવને ૧૦૦ પુત્રો થયા હતા. તેમાં સૌથી વડા પુત્રનું નામ ભરત હતું. એ ભરત મહાયોગી અને સર્વગુણસંપન્ન હતા. ભરત તથા એના બીજા બધા ભાઈઓને ઋષભદેવે ધર્મ, નીતિ તેમજ વેદાંતશાસ્ત્રમાં ઘણા પ્રવીણ કર્યા હતા. તેઓ બધાજ જ્ઞાની અને સંસ્કારી હતા. પિતા પાસેથી રાજ્યનો કારભાર પોતાના હાથમાં લઈને, ભરતે પંચજની એ નામની કન્યા સાથે લગ્ન કર્યું. ત્હેના પેટે ભરતને પાંચ પુત્રો થયા હતા.

પહેલાં આ દેશ (હિન્દુસ્થાન)ને અજનાભ કહેતા. પરંતુ ભરતે જ્યારથી ધર્મ અને ન્યાયથી પ્રજાનું પાલન કર્યું ત્યારથી એને ભરતખંડ અથવા ભારત વર્ષ કહે છે. ભરતની પ્રજા પણ એને પિતા સમાન સમજતી હતી અને ભરત પણ રૈયતને પુત્રની પેઠે રીઝવતો હતો. ભરતે ઘણા યજ્ઞ કર્યા હતા. ધર્મ કર્મ કરતાં કરતાં પરમેશ્વરને વિષે ત્હેની ભક્તિ ઘણી દૃઢ થઈ ગઈ.

ઘણાં વર્ષ સુધી રાજ્યવૈભવ ભોગવીને, પુત્રોને રાજ્યનો સઘળો કારભાર સોંપીને તપ કરવા સારૂ તે વનમાં ચાલ્યો ગયો.

ગંડકી નદીને કિનારે જઈને તે એકાંતમાં ઈશ્વરનું ભજન કરવા લાગ્યો. કલાપીના શબ્દોમાં કહીએ તોઃ—"ભરત ઉમ્મરે પહોંચી છોડી વૈભવ રાજ્યને; વનમાં ગંડકી તીરે આશ્રમ બાંધીને રહ્યો." ત્યાં તે ત્રણવાર સ્નાન કરતો અને દરરોજ વેદમંત્રોથી ભગવાનની સ્તુતિ કર્યા કરતો હતો.

ભરત જો કે એકલો તથા સંગરહિત હતો અને ભગવાનને વિષે શુદ્ધ ભક્તિભાવથી એનું હૃદય રંગાયું હતું; તેમ છતાં પૂર્વ જન્મનાં સંસર્ગ અને સંસ્કારને લઈ ને, એની ચિત્તવૃત્તિ કાંઈક એવી પલટાઈ ગઈ કે જેથી કરીને એને સંસારનાં બંધનમાં એ પૂરેપૂરો જ્ઞાની હોવા છતાં ફરીથી જકડાવું પડ્યું. કોઈના ઉપર ઉપકાર કરવાની મતલબથી થએલી આસક્તિ પણ બંધનરૂપ બને છે. 'માયા રાંડે જગત્ બધું ધૂળધાણી કીધું' એમ એક ભક્ત કવિએ કહ્યું છે, તે ક્રૂર સત્યનો ભરત કેવી રીતે ભોગ થઈ પડ્યો, તે આપણે જોઈએ. દયા, પરોપકાર એ પણ હદ ઉપરાંત પ્રસરી જાય, તો વાસના, વિકાર તથા મોહાસક્તિમાંજ તેનું રૂપાન્તર થઈ જાય છે. તેથી તે મનુષ્યનું શ્રેય સાધવાને બદલે ઉલટા બાધકર્તા, દુઃખદાયકજ થઈ પડે છે, તે નીચેની વાતપરથી ધ્યાનમાં આવશે.

એક દિવસ ગંડકીને કિનારે નિત્યકર્મ કરીને ભરત બેઠો બેઠો ગાયત્રી મંત્રનો જપ કરતો હતો. એવામાં એક તરશી હરણી પાણી પીવા સારૂ ત્યાં આવી. તે ગર્ભવતી હતી. ત્હેના પેટમાં બચ્ચું હતું. પાણી પીવા માટે જેવું ત્હેણે પોતાનું મ્હોં નીચું કર્યું, તેવીજ ઓચીંતી સિંહની ગર્જના સંભળાઈ. તે ભયંકર અવાજ સાંભળીને હરણી બીચારી થથરી ગઇ. પાણી બાણી પીવાનું ભૂલી ગઈ અને જીવ લઇને ત્યાંથી નાસી છુટવા ખાતર ત્હેણે ફાળભરી ફલંગ મારી અને નદી ઓળંગવા માંડી. એ

ઓચીંતા ધ્રાસ્કાથી અને ધબાકાથી ત્હેના પેટમાંહેનું બચ્ચું પાણીમાં પડી ગયું. પણ તે વાતનું ત્હેને ભાન રહ્યું નહિ. તે તો ભયની મારી કયારની નદી પાર થઈ ગઈ અને ઝટપટ કોઈ પહાડની ગુફામાં ભરાઇ બેઠી હતી.

પણ આણી તરફ ભરત એ સઘળો બનાવ એકી ટસે જોઈ રહ્યા હતા. જ્યારે ત્હેના જોવામાં આવ્યું કે હરણીનું બચ્ચું નદીમાં પડીને તેના પ્રબળ પ્રવાહમાં એકાએક ઘસડાઈ જાય છે, ત્યારે ત્હેમને એ બચ્ચાં પર અતિશય દયા ઉપજી, અને કલાપી કહે છે તેમ 'ઉપયોગી થવા પ્રેરે, તપસ્વી દીલને દયા; પડે છે વારિમાં તેથી, યોગી તે મૃગ ઝાલવા.' ભરતે ઝટ કરતા જઇને તે બચ્ચાંને પાણીમાંથી બહાર કાઢયું. એ બચ્ચાંને ત્હેમણે ઘણાજ હેતથી ઉછેરવા માંડયું. રાત દિવસ પોતાના આશ્રમમાં રાખીને ભરત ત્હેનું કાળજીથી પાલન કરવા લાગ્યો. અને તે એટલી બધી હદ સુધી કેઃ—

"દૂરે જાતાં મૃગ વનમંહી, યોગી બેચેન થતો,
ખોવાતું તો શ્રમ લઈ વને શોધવા દૂર જાતો;
પીઠે તેને ઉંચકી વળતો, આશ્રમે હર્ષ ભેર,
સુખી તેને નિરખી વહતાં, નેત્ર આનંદ રેલ."

અર્થાત્ માતા જેમ પોતાના સગા દીકરાને ઉછેરે, તેવાજ અંતરના ઉમળકાથી ભરત એ બચ્ચાંનું લાલન પાલન કરવા લાગ્યો. ધીમે ધીમે એ બચ્ચાંના માયા પાશમાં એટલો બધો ફસાવા લાગ્યો કે એનાં પૂજા પાઠ વગેરે ઘણાં ઓછાં થઈ ગયાં. ભજન કરતી વખતે એ જો પાસે આવી પહોંચે, તો પાઠ પૂજા વગેરેને પડતાં મૂકીને તે એ બચ્ચાંને રમાડવા મંડી જતો, કેમકેઃ—

"કૈં ગેલથી તે ઋષિને હસાવે,
ને એ મહાત્મા દિલને હલાવે."

"યોગી ચાલ્યો જપ તપ ભૂલી પ્રેમ ખેંચાણ માંહી,
ધક્કો દેતાં હૃદય પીગળે આર્દ્રતાને અરેરે!
ખેંચે ત્હુને હૃદય કુમળું કોણ ઠેલી શકે છે?"

તે હરણનું બચ્ચું કાંઈક મોટું થયા પછી એક દિવસ ભરતના આશ્રમમાંથી છુટું થઈને કોણ જાણે ક્યાંનું ક્યાં નાસી ગયું. આશ્રમમાં તે બચ્ચાંને દીઠું નહિ, ત્યારે ભરતના જીવને ભારે દુઃખ ઉપજ્યું. હરણાં વગરનો આશ્રમ ત્હેને ખાવા ધાતો હોય એમજ ભાસ્યું. "અહાહા! બંધાયો જગત્ તજનારો મૃગ મંહી,
અરે છુટયો ફાંસો, સમજણ છતાં એ કદી નહિ."

રાતદિવસ હરણની ઝંખનામાં ભરતનું ચિત્ત ઈશ્વરની ભક્તિમાંથી ઘણું હઠી ગયું. હરણાંના વિયોગથી ઝુરી ઝુરીને ભરતે નાહક પોતાની કાયા ત્હેની પાછળ ગાળી નાંખી. તે એટલી હદ સુધી કે એ વિરહની અસહ્ય વેદનાથી ભરતનું અકાલ મરણ નીપજવાનો સમય નજીક આવી પહોંચ્યો. અંતકાળે પણ તે હરણાંનાં બચ્ચાંને સંભારતો સંભારતો મરણ પામ્યો. અને

"કથા એવું કહે છે જે, જન્મશે મૃગ એ ઋષિ!
વાંછના જે રહી તે તે, પૂરી સૌ કરવી પડે."

અંતકાળ વખતે મનુષ્યના મનમાં જે સંસ્કાર, વાસના રહી જાય છે, તે પ્રમાણેજ ત્હેની ગતિ થાય છે. જુઓ, ભરત કેવો જ્ઞાની અને તપસ્વી હતો? છતાં હરણનાં બચ્ચાંને વિષે ત્હેને અસાધારણ મોહ તથા આસકિત ઉપજ્યાં. તેથી ત્હેને બીજા જન્મમાં હરણનો અવતાર લેવો પડયો. સાર લેવાનો એટલોજ કે દયાનો એવો ગેરઉપયોગ ન થવો જોઈએ કે દયા આપણને જન્મ

મરણના બંધનમાં ફરીથી ગબડાવી પાડે. ભલાઇનો દુરૂપયોગ ન થાય ત્યાં સુધી જ તે સદ્ગુણ છે. હદ ઉપરાંતની ભલમનસાઇનું મોહાસક્તિ, વાસના વિકારમાંજ રૂપાન્તર થઇ જાય છે. પછી તે બંધનકારક અને બાધકર્ત્તાજ થઇ પડે છે. "દયા ભલે કૈં ઉપયોગની થતી; દયાથી આસકત થવું ઘટે નહિ." શરૂઆતથીજ બાળકને સન્ધ્યા, પૂજાપાઠ વગેરે ધર્મકર્મ શીખવવામાં આવે છે, તેની શી મતલબ ? જપતપ પાઠપૂજા વગેરે ધર્મકર્મનો મર્મ એટલોજ છે કે મનુષ્યને એ બધાં સાધનો વડે સંસ્કાર સારા પડે છે અને અંતકાળ વખતે તેનીજ ઝંખના રહી જાય છે. ધર્મકર્મનું અનુષ્ઠાન કરનારાનું મન મરણ સમયે પણ ભગવાનને વિષેજ પરોવાએલું રહે છે. કેમકે બાળપણથીજ ત્હેને ભગવદ્ભક્તિનો અભ્યાસ પડી ગયો છે. તેથી અંતકાળે પણ એવાજ પવિત્ર સંસ્કાર ત્હેના મગજમાં તરવરે છે. એટલા માટે, શરૂઆતથીજ એવું કામ કરવું જોઇએ કે જેનું પરિણામ અને અસર આખરે સુખકર થઇ પડે.

બાળકો ! તમે પણ બાલ્યાવસ્થાથીજ ઈશ્વરની ભક્તિ કરતાં શીખો. પ્રભુની ભક્તિમાં ત્હમારા મનને એવું ઓતપ્રોત, રસબસ અને તરબોળ કરી દો કે, જેથી અંતકાળે પણ ત્હમારૂં મન ભગવાનનેજ યાદ કરે ને પ્રભુપદને માટે તલસે. એમ કર્યાથીજ ત્હમારૂં **ખરેખરૂં કલ્યાણ** થશે.



# ૧૨. જડભરતની વાર્તા.

મરતી વખતે હરણાંનાં બચ્ચાંની અંદર જીવ ભરાઈ રહેલો હોવાથી, ભરત રાજાને હરણની યોનિમાં જન્મ લેવો પડયો હતો. એ વાત પાછળ આવી ગઈ છે. આગલા જન્મમાં—(એ જ્યારે ભરત રાજા હતો ત્યારે) કરેલી ઈશ્વર ભકિતના પ્રભાવને લીધે એ પશુયોનિમાં પણ ભરતના સઘળા સારા સંસ્કાર તાજા રહ્યા હતા અને પાછલી બધી વાત યાદ હતી. એ જન્મ પૂરો થતાં, ભરતે એક બ્રાહ્મણને ત્યાં જન્મ લીધો. હરણ પર પ્યાર કરવાથી એને ફરીથી જન્મ લેવો પડયો હતો, તેથી આ જન્મમાં કોઈ પણ બાબત પર મોહ કે પ્રેમ ઉપજવા દેવો નહિ, એવો એણે દૃઢ નિશ્ચય કીધો હતો. અને એજ કારણને લઈને આ નવા જન્મમાં એ પાગલની પેઠે વર્તવા લાગ્યો. જન્મથીજ એને પૂરેપૂરૂં જ્ઞાન થઈ ગયું હતું. મૂળથીજ ભગવાનની ભકિતને વિષે એનું મન એવું લીન થઈ ગયું હતું કે એને બીજું કાંઈજ રૂચતું નહિ. એ મોટો થયો ત્યારે એને જનોઈ વગેરે સંસ્કાર થયા બાદ એના પિતાએ એને શિક્ષણ આપવા માંડયું. પણ એ લખતાં વાંચતાંયે શીખ્યો નહિ. પોતાના શરીરનીયે પરવા રાખતો નહિ અને કોઈનેજ ગણકારતો નહિ. મસ્ત થઈને મન માન્યું કરતો. મજૂરી કરીને જે કાંઈ ખાવાનું મળતું તે ખાતો. ભકિત સિવાય બીજી કોઈ વાત એને ગમતી નહિ. દેખીતી રીતેજ તે મંદ બુદ્ધિનો અથવા જડ જેવો જણાતો, તેથી જડ ભરત એવું એનું નામ પડયું.

એના પિતાએ એને શાસ્ત્ર વગેરે શીખવવાના બહુ બહુ પ્રયાસ કર્યા. પરંતુ એને તો ફકત પ્રભુ ભકિતનીજ ધૂન લાગી

રહી હતી. કોની મગદૂર કે એને શીખવી શકે ? એનાં મા-બાપની ઘણીયે ઇચ્છા હતી કે એને ભણાવી ગણાવીને પાવરધો બનાવવો. પરંતુ એ ઇચ્છા પાર પડતાં આગમચજ તેઓ પ્રભુની ઇચ્છાને તાબે થઇ ગયાં. માબાપનાં મરણ પછી જડભરતના ભાઈઓએ ત્હેને ઓલિયા જેવો ગણીને ઝાઝો ટકટકારો કરવાનો છોડી દીધો. તેઓ જોકે હતા તો વિદ્વાન પરંતુ કેવળ કર્મકાંડી હતા. જડભરતની જેમ ત્હેમનાં હૃદય ભકિતભાવથી રંગાયાં ન્હોતાં. મોહમાયાનાં પૂતળાં જડભરતનાં વાસ્તવિક સ્વરૂપને ક્યાંથી પીછાણે ? એ તો જીવન્મુકત યોગી મહાત્મા હતો. કેવળ નિર્દ્વન્દ્વ અને નિર્મોહી. સુખ દુઃખ, ટાઢ ટડકો, માન અપમાન બધુંજ એને મન સમાન હતું. ન્હોતો કોઈવાતનો મોહ કે રાગદ્વેષ. આંતરમુખ દૃષ્ટિ કરીને પ્રભુ ભકિતમાંજ મસ્ત રહેતો.

એક દિવસ જડભરત નદી કિનારા પર ફરતો હતો. તેજ વખતે રાહુગણ નામે એક રાજા પાલખીમાં બેસીને ત્યાં આગળથી કોઈ જગોએ જતો હતો. તેની પાલખી ઉંચકવાને માટે વધારે માણસોની જરૂર પડી. નદી કિનારા પર રાજાએ પાલખી ઉભી રખાવી. રાજાનો મંત્રી પાલખી ઉંચકનારા ભોઈઓને શોધવાને નીકળી પડયો. તેજ નદીના કિનારા પર જડભરત નકામો રખડતો ત્હેના જોવામાં આવ્યો. શરીરે પણ ધાભડધીંગો હતો તેથી મંત્રી એને પણ બીજા માણસો ભેગો પાલખી ઉંચકવાને લઈ ગયો. પાલખી પાસે લઈ જઈને મંત્રીએ જડભરતને પાલખી ઉંચકવા કહ્યું. જડભરત એવો ભલો હતો કે કોઈ કામ કરવાની કદી તે ના પાડતોજ નહિ. પાલખી ઉંચકવાની ત્હેણે એથી ઢીલ કરી નહિ. બીજા ભાઈઓની સાથે એ પણ પાલખી ઉપાડીને ચાલવા લાગ્યો. પણ બાપજન્મારામાં એણે કદી પાલખી ઉપાડી ન્હોતી. અભ્યાસ વગર કોઇ કામ

સારૂં થતું નથી. અને તેમાં પાછો એ ઓલિયા જેવો હતો. રસ્તે ચાલતાં ચાલતાં રખેને નાહક જીવની હિંસા થઇ જશે એવા ડરથી તે મોટી મોટી ફલંગ મારીને ચાલતો હતો. એ કૂદાકૂદમાં પાલખી ડામાડોળ થઈ જતી. પાલખી જ્યારે આમ વાંકીચુંકી થઈ જવા લાગી, ત્યારે રાજા તે ભોઇઓને સપડાવવા લાગ્યો:-" અરે, કેવા બેવકુફ છો ? આ પાલખી હચમચી જાય છે તેનુંયે તમને ભાન નથી રહેતું ! સીધા કેમ ચાલતા નથી ?"

આમ ઘણીવાર પાલખી ઝોલાં ખાવા લાગી, ત્યારે રાજાએ ભોઈઓને સખ્ત તડકાવી નાંખ્યા. ત્યારે તેઓ હાથ જોડીને કહેવા લાગ્યા:—" મહારાજ ! એમાં હમારો કાંઈ કસુર નથી. હમે તો આપના હુકમ પ્રમાણે બરાબર સીધા ચાલીએ છીએ. પણ આ આદમી જે નવો આવ્યો છે, ત્હેનાં બળ આગળ હમારૂં કશું ચાલતું નથી. ઘડીમાં એ ફલંગ મારતો ચાલે છે તો ઘડીમાં વાંકોચુંકો થઈ જાય છે. તેથીજ પાલખી હચમચી જાય છે."

તે સાંભળીને રાજાનો પિત્તો ઉછળી ગયો અને ત્હેણે ન કહેવાનાં વચન જડભરતને સંભળાવી દીધાં. એ તિરસ્કારનાં વચન સાંભળવા છતાં જડભરતે કશો જવાબ દીધો નહિ. થોડી વાર ગુમચુપ ઉભો રહ્યો. પછી પાછો જેમ ચાલતો હતો, તેમજ ચાલવા લાગ્યો. પાલખી ફરી પાછી હિંચોળા ખાવા લાગી. રાજાના ગુસ્સાનો પાર રહ્યો નહિ. તેણે ગુસ્સાના આવેશમાં જડભરતને દબડાવવા માંડયો:—" અરે આ શું કહેવાય ? તું જીવતો છે કે મરી ગયો છે ? મ્હારી આજ્ઞાનો જાણી જોઈને અનાદર કેમ કરે છે ? મોતબોત ભમે છે કે શું ? "

રાજા ક્રોધ અને અભિમાનથી ચકચૂર થઈ ગયો હતો. જડભરતને ત્હેણે પાણીછલ્લો કરી નાંખ્યો. પણ જડભરત ઘણોજ

શાંત રહ્યો. રાજાની વાત સાંભળીને મહાત્મા જડભરત કાંઈક હસ્યો. પણ રાજા ત્હેના અલૌકિક પ્રભાવને કળી શકયો નહિ; જડભરત કાંઈ હસીને રાજાને કહેવા લાગ્યોઃ—"હે વીર! ત્હમારૂં કથન છે તો કાંઈક વ્યાજબી. પણ ભાર જેવી જો કોઈ વસ્તુ હશે, તો તેને સહન કરનારૂં આ શરીર હશે, હું નહિ. શરીરની સાથે મ્હારો કશો સંબંધ નથી. મોટાપણું, નબળાપણું રોગ, ભૂખ, તરશ, ભય, કલહ, અહંકાર, અભિમાન અને જીવન મરણ એ બધું દેહાભિમાનની સાથે નિસબત ધરાવે છે. જે નિરભિમાન છે, ત્હેને મન એ કાંઈ નથી. હે રાજા! ત્હેં જે એમ કહ્યું કે, 'તું જીવતો છે કે મરી ગયો છે?' તો મારો જવાબ આવો છે. મ્હારે જન્મ મરણ સાથે યે કાંઈ લેવાદેવા નથી. હું કદી જીવતોયે નથી તેમજ મરતોયે નથી. જન્મમરણ એ તો શરીરનો ધર્મ છે, અને તેની સાથે મ્હારે કાંઈ નિસબત નથી. બાકી જન્મમરણ તો બધાંયને લાગુ પડે છે. જે ચીજ પેદા થઈ છે તેનો નાશ સર્જાયલોજ છે. 'નામ તેનો નાશ છે, ધર્મજ એવો ધારવો.' હે રાજન્! ત્હેં જે એમ કહ્યું કે મ્હારી રાજાની આજ્ઞા કેમ નથી માનતો? પરંતુ સ્વામીપણું અને સેવકપણું પણ સત્ય નથી. ત્હારૂં રાજ્ય જો જતું રહે અને મ્હને ઓચીંતું તે મળી જાય તો એ ક્રમ તદ્દન પલટાઈ જાય. તું રાજા છે એમ હું માનતોજ નથી. ત્હને અભિમાન હોય, તો ભલે આજ્ઞા કર્યો જા. પણ ત્હારી આજ્ઞા મ્હને લેશમાત્ર પણ અસર કરવાની નથી."

રાજાને એ પ્રમાણે કહીને જડભરત પાછો પાલખી ઉંચકીને ચાલવા લાગ્યો. આવાં જ્ઞાનનાં વચન સાંભળીને રાજાનાં હૃદયની ગાંઠ ખુલી ગઈ. તે જલદી પાલખીમાંથી નીચે ઉતર્યો અને જડભરતનાં ચરણમાં સાષ્ટાંગ પ્રણામ કરીને નમ્રતાથી કહેવા લાગ્યોઃ—"હે બ્રહ્મન્! દત્તાત્રેય, શુક, સનકાદિક અને

કપિલ વગેરે અવધૂતોમાંથી આપ કોણ છો, તે હું જાણવા માંગુ છું. અંહિ આપ શા હેતુથી ફરો છો? ઇન્દ્રના વજ્રથી, શંકરના ત્રિશૂલથી, યમના દંડથી, તથા અગ્નિ, સૂર્ય, ચન્દ્ર, વાયુ અને કુબેરનાં શસ્ત્રોથી પણ હું જેટલો ડરતો નથી, તેટલા બ્રાહ્મણ કુળના અપમાનથી ડરૂં છું. મહારાજ, કૃપા કરીને કહો કે આપ કોણ છો? કેમકે આપ સંગરહિત હોઈ જડની માફક વિચરો છો. જ્ઞાનનો ઉપદેશ લેવાને હું કપિલ મુનિની પાસે જતો હતો, તે કપિલમુનિ તો આપ પોતે નથીને? મ્હારા સરખો તુચ્છ અલ્પમતિ જીવ આપ જેવા યોગેશ્વરને ક્યાંથી પીછાણી શકે?" હે બ્રહ્મન્! આપે જે કહ્યું કે મ્હને ભાર લાગતો નથી, તે અસત્ય છે તોપણ હું તેને માની લઉં છું. કોઈ પાત્રને ગરમ કરવાથી તેની અંદરની ચીજ પણ ગરમ થઈ જાય છે. પતેલી ગરમ થઈ જાય છે, તો તેમાંહેનું પાણી સુદ્ધાં ગરમ થઈ જાય છે. પાણી ગરમ થતાં તેમાં પડેલા ચોખા પણ ગરમ બને છે, અને રંધાઈ જાય છે. ચોખાનો બહારનો ભાગ સીઝાઈ રહ્યા બાદ અંદરનો ભાગ પણ પરિપકવ થઈ જાય છે. એવીજ રીતે ગરમીથી શરીર તપી જાય છે, ત્યારે એ શરીરની ઇન્દ્રિયોને પણ તાપ લાગે છે. પછી પ્રાણવાયુ ગરમ થઈ જાય છે અને ત્યાર પછી મનની પણ એજ સ્થિતિ થાય છે. મનુષ્યના સંતાપનું કારણ પણ એજ છે. હે બ્રહ્મન્! ભગવાનના ભક્ત. પરમહંસ પણ કોઈ કામ વ્યર્થ કરતા નથી. હે યોગીશ્વર! અધિકારમદના કેફમાં મ્હેં આપનો તિરસ્કાર કર્યો છે, તે બદ્દલ આપ મ્હને ક્ષમા કરશો. આપ મ્હારા પર પ્રસન્ન થઈ જશો, તો આપનો તિરસ્કાર કર્યાના પાપમાંથી મ્હારો છૂટકારો થશે."

એ સાંભળીને જડભરતે કહ્યું કે, "હે રાજન્! તું અવિદ્વાન હોવા છતાં વિદ્વાનોની પેઠે વાત કરે છે, તેથી તું જ્ઞાનીઓને

વિષે શ્રેષ્ઠ નથી. કેમકે, લૌકિક વ્યવહારોને તું સાચા માને છે. જ્ઞાની મનુષ્યો તેમને મિથ્યા ગણે છે. હે રાજન્! ગૃહસ્થના ધર્મોમાં તત્વવાત નથી મળી આવતી. ગૃહસ્થાશ્રમીઓને ભાગ્યેજ તત્વજ્ઞાન થઈ શકે છે. સંસારનાં સુખોને જે મનુષ્ય અસત્ય માનતો નથી, ત્હેને તત્વજ્ઞાનનો બોધ થઈ શકશે નહિ. જ્યાં સુધી પુરૂષનું મન ત્હેને ઇન્દ્રિયો વડે સુખદુઃખવાળું કર્મ કરાવ્યાં કરે છે, ત્યાં સુધી એ મન વિષયભોગને કાજે ભોગાયતન (ભોગ ભોગવવાનાં સાધન રૂપ) શરીર તે પુરૂષની પાસે ધારણ કરાવતુંજ રહેશે. એટલા માટે, સંસારમાં બંધનનું કારણ એક માત્ર મનજ છે. જ્યાં સુધી મન માયામાં–સંસારની જાળમાં–ફસાએલું રહે ત્યાં સુધી તે બંધનકારક કામજ કરાવ્યાં કરે છે. તેથી સંસારનો હેતુજ મન છે. એ મન જ્યારે નિર્ગુણ થઈ જાય છે, ત્યારેજ મોક્ષ મળે છે. દીવામાં જેમ જ્યાં સુધી તેલ–બત્તી હશે, ત્યાં સુધી તે બળતો રહેવાનો, પરંતુ જ્યારે તેલ અને બત્તી દીવામાં નથી હોતાં, ત્યારે તે દીવાનું તેજ મહાભૂતરૂપને પ્રાપ્ત થાય છે. જીવની વાત પણ એવીજ સમજવી.

હે રાજન્! તું આ આત્મઘાત કરાવનારા મન રૂપી શત્રુને શ્રીગુરૂ અને પરમાત્માના ઉપદેશ અને ઉપાસના રૂપી શસ્ત્રો વડે મારજે." આટલું સાંભળીને રાજા રહૂગણની જ્ઞાનચક્ષુ ખુલી ગઈ. તે સમજી ગયો કે, આ કોઈ પરમહંસ મહાત્મા છે. પછી ત્હેણે જડભરતની ઘણી સ્તુતિ કરી અને ત્હેને વારંવાર પ્રણામ કર્યા. રાજાને ઉપદેશ આપીને જડભરત પહેલાંની પેઠે આત્મ-મસ્તીમાં આમ તેમ ફરવા લાગ્યો અને રાજા પણ પોતાને મુકામે ચાલ્યો ગયો.



# ૧૩ નામ સ્મરણનો મહિમા.

## (અજામિલની વાત)

કાન્યકુબ્જ (હમણાંના કનોજ શહેર પાસેના પ્રદેશ)ને વિષે અજામિલ નામે એક બ્રાહ્મણ રહેતો હતો. ત્હેનાં કૃત્ય ઘણાં ભુંડાં હતાં. લુચ્ચાઈ, ઢોંગાઈ, છળકપટ, ચોરી, લબાડી, જુલમ વગેરે દુષ્ટ ગુણોની મદદથી પોતાનું થઈ શકે તેટલું હિત સાધવું એજ સિદ્ધાંત ત્હેના જીવનનો મહામંત્ર હતો. એક દાસીને પેટે ત્હેને દશ પુત્રો થયા હતા. એ બધામાં જે સહુથી નાનો છોકરો હતો, ત્હેનું નામ નારાયણ હતું. અજામિલને ત્હેના ઉપર અતિશય પ્રેમ હતો. ઘડીભર તે આઘો પાછો થતો, તો અજામિલને ચહેન પડતું નહિ. નારાયણ એજ એનું જીવન હતું. અજામિલને મન એ શ્વાસપ્રાણરૂપ હતો. અજામિલ ઘણો ઘરડો થયો, તોપણ ત્હેના મનનું વલણ બદલાયું નહિ. ઈશ્વર તથા ધર્મને તો એણે ન્યાત બહારજ મૂક્યા હોય તેમ એ બન્નેથી હંમેશાં અળગોજ રહેતો. એમ કરતાં અજામિલ માંદો પડયો. એટલે બારે ઘડીએ અને બત્રીસે પ્રહર નારાયણ પોતાની પાસેથી જરાયે ખસવો ન જોઈએ, અને કદાચ્ આઘોપાછો થાય તો 'નારાયણ' 'નારાયણ' કરીને એ માંદો ડોસો બૂમરાણ પાડી મૂકતો. આખરે મરણકાળ નજીક આવી પહોંચ્યો. તે વખતે 'હવે મ્હારૂં શું થશે ?' એવા ભયથી અજામિલનો જીવ ગુંગળાવા લાગ્યો. અકળામણમાં તે બહેબાકળો બનીને પોતાના દીકરા નારાયણને 'નારાયણ, નારાયણ' એમ કહીને મોટે સાદે બૂમ પાડવા લાગ્યો. દીકરાને બોલાવવાની મતલબથી પણ અજામિલે મરતી વખતે ભગવાનનું નામ યાદ કર્યું. અજાણતાં આમ અકસ્માત્ દીધેલાં નામથી ભગવાનને અજામિલના ઉપર

દયા ઉપજી અને વૈકુંઠમાં લઈ જવાને માટે પોતાના દૂતો ત્હેમણે એની પાસે મોકલી આપ્યા. બીજી તરફથી એને યમલોકમાં લઈ જવાને યમના દૂતો પણ એની મરણ પથારી આગળ આવી પહોંચ્યા હતા. કેમકે અજામિલનાં આખી જીંદગીભરનાં કૃત્ય ઘણાં બુરાં હતાં. તે સ્થળે યમના દૂતો અને ભગવાનના દૂતો વચ્ચે સખ્ત ટંટો થયો. યમના દૂતો કહે કે એ પાપી જીવ છે, તેથી હમે એને યમલોકમાં લઇ જઇશું. ભગવાનના દૂતો કહેવા લાગ્યા, સાક્ષાત્ ભગવાનની આજ્ઞા એવી છે કે એણે અંતકાળે મ્હારૂં નામ સ્મરણ કર્યું છે, તેથી એને વૈકુંઠમાંજ લઇ આવજો. તેથી હમે પરમાત્માની આજ્ઞાને અમલમાં મૂકયા વિના રહીશું નહિ. એ વાદવિવાદ અજામિલના સાંભળવામાં આવ્યો. એના જીવને એથી ખરેખરો પસ્તાવો થયો. પછી એણે હૃદયની ખરી શ્રદ્ધા ભકિતથી પ્રભુનાં નામનું સ્મરણ કર્યું. તેમ કરવાથી એનાં સઘળાં પાપ ક્ષીણ થઈ ગયાં અને છેવટે ભગવાનના દૂતોએ આણેલા વિમાનમાં બેસીને તે વૈકુંઠમાં સીધાવ્યો.

અજાણતાં પગ દેવતા ઉપર પડે છે, તોપણ તેથી આપણા પગને ઇજા થયા વિના રહેતી નથી. તેવીજ રીતે અજાણતાં ઈશ્વરનું નામ દેવાઈ ગયું હોય-ઇરાદાપૂર્વક સમજીને લીધું ના હોય તોપણ તેનું પરિણામ સારૂંજ આવે છે, એ પ્રમાણે આ વાત ઉપરથી સાબીત થાય છે. તેથીજ એક કવિએ કહ્યું છે કેઃ-

"અજામિલને તાર્યો હરિ ત્હેં નામ તણો મહિમાય રે,
નારાયણનું નામ સ્મરતાં પાપી પાવન થાય રે!"

બેશક નામસ્મરણનો પ્રભાવ કાંઇ જેવો તેવો નથી. પરંતુ હૃદયની સાચી શ્રદ્ધાથી અને શુદ્ધ નિષ્ઠાથી એ નામસ્મરણ થવું જોઇએ.

# ૧૪. 'સદ્ગુરૂ વિણ નીપજે ક્યાંથી શ્રેય?'

## ( બૃહસ્પતિનાં અપમાનની વાર્તા )

દેવોની સભાની અંદર એક વખત હેમના ગુરૂ બૃહસ્પતિ ગયા હતા. તે વખતે ઐશ્વર્ય અને અધિકારના મદમાં શિષ્ટાચારના સામાન્ય રીવાજ મુજબ ઈન્દ્ર ઉભા થઈને હેમને યોગ્ય માન આપ્યું નહિ. ઈન્દ્રનો આવો અવિનય બૃહસ્પતિથી સંખાયો નહિ. ગુસ્સાભેર એકદમ ત્યાં આગળથી તે ચાલ્યા ગયા. પાછળથી ઈન્દ્રને એ વાતનો ઘણો પસ્તાવો થયો, અને તે મન સંગાથે કહેવા લાગ્યો:—"મ્હારા હાથે મોટો અપરાધ થયો છે, તે બદ્દલ હું ગુરૂને પગે પડીને ક્ષમા યાચું છું—સદ્ગુરૂ વિના કોઇનીજ સારી ગતિ થતી નથી. 'ગુરૂવિણ કોણ બતાવે વાટ?' 'સદ્ગુરૂ વિણ નીપજે ક્યાંથી શ્રેય?' એવાં વચન શું સૂચવે છે? ગુરૂનું અપમાન કરનારાનું કદીયે કલ્યાણ થતું નથી. એવા વિચારથી તે બૃહસ્પતિની પાસે ક્ષમા માંગવાને ગયો. પણ બૃહસ્પતિ તે વખતે ઘણા ક્રોધાયમાન થયા હતા. તેથી હેમણે જાણી જોઈને ઈન્દ્રને પોતાનો મેળાપ થવા દીધો નહિ. ઈન્દ્ર ગુરૂ મહારાજને ઘણાયે ખોળ્યા પણ હેમનો કોઈ ઠેકાણે પત્તો ખાધો નહિ.

દૈત્યોને કાને જ્યારે આ સમાચાર પહોંચ્યા, ત્યારે તેઓના આનંદની અવધિ રહી નહિ. ઈન્દ્ર વગેરે દેવોને આફતને પ્રસંગે યોગ્ય સલાહ સૂચના વગેરે આપનારા તથા એ પ્રકારે દેવોનું સંરક્ષણ કરનારા ગુરૂ બૃહસ્પતિ રીસાઈ ગએલા હોવાથી દેવોનું બળ ઘણું ઘટી ગયું હતું. દેવોનો પરાજય કરવાની આ યોગ્ય તક છે, એમ સમજીને દૈત્યોએ હેમની સાથે યુદ્ધ કરવા માંડયું. આ વખત વ્હારે ધાવાને ગુરૂદેવ પોતાના પક્ષમાં નથી એવું

જાણીને દેવો બીચારા ગભરાઈ ગયા અને યુદ્ધમાં તેઓ હારી ગયા. હવે શું કરવું તે વાતની ચિન્તાથી સઘળાજ દેવો મુંઝાવા લાગ્યા. ત્યારે તેઓ બ્રહ્માની પાસે ગયા. બ્રહ્મદેવે ત્હેમને કહ્યું કે, " ત્હમે ઐશ્વર્યના અભિમાનમાં તણાઈ જઈને પ્રત્યક્ષ ગુરૂદેવનું અપમાન કર્યું, તેનુંજ ત્હમને આવું ફળ ભોગવવું પડે છે. બૃહસ્પતિની તો કાંઈ ભાળ લાગતી નથી તો હવે એક કામ કરો. હાલ તુરત તો વિશ્વકર્માના પુત્ર વિશ્વરૂપને ગુરૂ બનાવીને ત્હેની આજ્ઞા પ્રમાણે ત્હમે વર્ત્તશો તો ત્હમારૂં કલ્યાણ થશે." દેવોએ એ પ્રમાણે કર્યું, એટલે તેઓને જય મળ્યો અને સંકટ દૂર થયું. તોપણ ગુરૂનું અપમાન કર્યા બદ્દલ આટલી બધી મુસીબત વેઠવી પડી હતી, એ વાત ઈન્દ્રના મનમાં ખટકવા લાગી. ફરીથી તે પોતાના ગુરૂદેવની પાસે ગયો અને બૃહસ્પતિના પગ પકડીને ક્ષમા યાચી અને ગુરૂ બૃહસ્પતિને પણ ઈન્દ્રના ઉપર કરૂણા ઉપજવાથી, ત્હેમણે એના ઉપર કૃપા કીધી. અજ્ઞાન તેમજ આફત રૂપી અંધકારનો નાશ કરે તે ગુરૂ એવી એ શબ્દની વ્યુત્પત્તિ છે. પરમાત્માના પ્રત્યે જેવી ભક્તિ રાખીએ છીએ, તેવીજ પૂજ્યભાવ ભરી ભક્તિ ગુરૂ પ્રત્યે રાખનારની બધી મતલબ પાર પડે છે, એમ શ્રુતિ કહે છે. તેથી ગુરૂ ભક્તિમાં કદી પાછા પડવું નહિ. આ વાર્ત્તાનો સાર પણ એજ છે.



# ૧૫. પ્રભુ ભક્તની વહારે ધાય છે.

## ( ગજેન્દ્ર મોક્ષની વાર્તા )

ત્રિકૂટ નામના એક પર્વત ઉપર ઋતુમત્ નામે વરૂણનો એક સુંદર મોટો બાગ હતો. તે બાગમાં બધાં વૃક્ષ ફળપુલથી લચી જતાં હતાં, અને વચ્ચોવચ્ચ એક સરોવર હતું તે કમળો વડે શોભી રહ્યું હતું. સ્હવારે અને સાંજરે ચિત્રવિચિત્ર રંગનાં પક્ષીઓ વૃક્ષો પર બેસીને કિલકિલાટ કરી મુકતાં. તેમના મધુર અવાજથી આખો બાગ ગાજી રહેતો. એ બાગની પાસેના અરણ્યમાં એક ગજેન્દ્ર યાને મોટો હાથી રહેતો હતો. હાથેણને પોતાની સાથે લઈને તે કોઈ કોઈ વખત એ બાગમાં લટાર મારવાને તેમજ પાસેનાં સરોવરમાં સ્નાન કરવાને માટે આવતો હતો. પાણીમાં રમવાનું હાથીને ઘણું ગમે છે. મસ્તીમાં આવી જઈ પોતાની હાથણી સંગાથે હાથીએ સરોવરના જળમાં ઘણા વખત સુધી ક્રીડા કર્યાં કીધી. કૂદાકૂદ કરી પુષ્કળ પાણી ઉછાળીને તે ખુશાલીના પોકાર કરવા લાગ્યો. એવામાં એકાએક મગરે આવીને તે હાથીનો પગ જોરથી ઝાલ્યો. મગરના પંજામાંથી છૂટવું એ કાંઈ સહેલ છે? એ ગજેન્દ્ર પણ ઘણો બળવાન હતો. તેણે મગરના મ્હોંડામાંથી પોતાનો પગ છોડવવાને બહુબહુ ફાંફાં માર્યાં. પણ કાંઈ વળ્યું નહિ; મગર ધીરેધીરે તે ગજેન્દ્રના પગને ખેંચીને પાણીમાં વધારે ને વધારે દૂર ઘસડી જવા લાગ્યો. ગજેન્દ્રનો જીવ તે વખતે ઘણો મુંઝાવા લાગ્યો. તે આકુળ વ્યાકુળ થઈ ગયો ત્યારે પોતાના પ્રાણ આંખમાં આણીને છેવટના ઉપાય તરીકે તે પરમાત્માને યાદ કરવા લાગ્યો. એકચિત્તથી પ્રભુનું સ્મરણ

કરવા લાગ્યો. ત્યારે શ્રી વિષ્ણુએ ત્હેને બહાર કાઢયો, અને મગરને મારીને ત્હેનો છૂટકારો કર્યો.

એ મગર આગલા જન્મમાં ગંધર્વ હતો અને ગજેન્દ્ર પૂર્વ જન્મમાં એક રાજા હતો. ઋષિના શ્રાપથી એ બન્ને જણાંને મગર અને હાથીનો જન્મ અનુક્રમે મળ્યો હતો. ભગવાને એ બન્નેની આગળ જતાં સારી ગતિ કરી. પ્રભુનું શુદ્ધનિષ્ઠાથી ધ્યાન તથા ભજન કરવાથી ગજેન્દ્રને મોક્ષ મળ્યો, તેમજ પરમાત્માને હાથે માર્યો ગયો, તેથી મગરની પણ સારી ગતિ થઈ. પ્રભુનું જેઓ સારી નિષ્ઠાથી અને એકચિત્તથી ભજન કરે છે, તેઓનું કલ્યાણ થયા વિના રહેતું નથી. એ આ વાતનો મુખ્ય સાર છે.



# ૧૬. સત્યનો મહિમા.

## ( નાભાગની વાર્ત્તા )

નભગ કરીને એક ઋષિ હતા. ત્હેને ચાર છોકરા હતા. તેમાંહેના એકને નાભાગ અથવા નાભાનેદિષ્ઠ કહેતા. પોતાના પિતાની પરવાનગી મેળવીને તે તપ કરવા સારૂ વનમાં જવાને નીકળી પડયો. એ જોઈને એના ત્રણે ભાઈઓએ એને ફસાવવાની યુક્તિ રચી. બાપતો ઘરડો ખખ થઈ ગયો હતો. ત્હેને લેખવે તેવા તેઓ ઓછાજ ડાહ્યા હતા ? ત્રણે ભાઈઓએ નાભાગની ગેરહાજરીનો લાભ લઈને બાપની તમામ મીલકત માંહોમાંહ્ય સરખે ભાગે વ્હેંચી લીધી. ખરૂં જોતાં નાભાગનો ભાગ ત્હેમણે એલાહીદો રાખવો જોઈતો હતો. તેમ કરવાને બદલે એ ત્રણે ભાઈઓએ નાભાગનો ભાગ સુદ્ધાં પચાવી પાડયો. ત્હેને માટે ફુટ્ટી બદામ સરખી રહેવા દીધી નહિ.

એ વાતને ઘણાં વર્ષ વીત્યાબાદ, નાભાગ પોતાની તપશ્ચર્યા પૂરી કરીને ઘેર પાછો આવ્યો. ત્યારે એ સઘળી હકીકત પિતાની મારફત ત્હેના જાણવામાં આવી. તપના પ્રભાવથી એનામાં એટલું બધું બળ આવ્યું હતું કે, પોતાના ભાઈઓને ત્હેમની હરામખોરી બદ્દલ એણે જો શિક્ષા કરવા ધારી હત, તો એ ત્રણેય ભાઈઓને તોબા તોબા પોકરાવત અને તેઓની પાસેથી પોતાનો હકનો હિસ્સો પાછો મેળવ્યા વિના રહેત નહિ. પણ તે શાંત સ્વભાવનો હતો. ‘મ્હારે હવે શું કરવું ?’ એમ એણે પિતાને પૂછ્યું. નાભાગ સમજુ અને શાંત છે અને મ્હારી આજ્ઞા મુજબ વર્ત્તવાનું પસંદ કરે છે, એવું જાણીને ત્હેના બાપના જીવને ઘણી ટાઢક

થઈ. તે કહેવા લાગ્યોઃ—"બેટા, તું સમજુ છે, અને ત્હેં સારૂં જ્ઞાન મેળવ્યું છે. તો જરાયે અકળામણ કરીશ નહિ. કોઈપણ જગાએથી ત્હને દ્રવ્ય મળી જશે. એટલા માટે તું ત્હારા ભાઈઓનો ખ્યાલ છોડી દે અને અંગિરાઋષિ નજીકમાંજ યજ્ઞ કરી રહ્યા છે, ત્હેમની પાસે જા. તે યજ્ઞનું કામ અત્યારે પૂરેપૂરા રંગમાં આવ્યું છે, પણ યજ્ઞ કરાવનારા ઋત્વિજોને વેદનાં બે સૂકતો સાંભરતાં નથી, તેથી રંગમાં એટલો ભંગ પડયો છે. એટલી બાબતની ઉણપ આવી ગઈ છે, એવે વખતે તું ત્યાં જઈ પહોંચીશ, અને એ સૂકતો યાદ દેવડાવીશ, તો યજ્ઞનું કામ સાંગોપાંગ પાર પડશે અને તેથી ત્હને પુષ્કળ દ્રવ્ય મળશે."

બાપની આવી આજ્ઞા થતાંજ યજ્ઞ ચાલતો હતો, તે જગોએ નાભાગ ગયો અને ઋત્વિજોને જે સૂક્ત યાદ ન્હોતાં આવતાં, તે ત્હેણે તેઓને યાદ દેવડાવ્યાં. તે પરથી ઋત્વિજો ત્હેના પર ઘણા રાજી થયા, અને ત્હેમણે એને બક્ષિસ તરીકે ઘણું દ્રવ્ય આપ્યું. તે દ્રવ્ય લઈને, તે ઘેર આવવાને નીકળ્યો. એટલામાં એકાએક એક કાળ પુરૂષ ત્યાં આગળ આવી પહોંચ્યો, અને અંહિયાંની સઘળી વસ્તુ મ્હારી છે, એમ કહેવા લાગ્યો. નાભાનેદિષ્ઠને મળેલું દ્રવ્ય એ કાળપુરૂષ લઈ જવા દેતો નહતો. એ દ્રવ્ય પર કોનો હક, એ બાબતની તેઓની વચ્ચે સખ્ત તકરાર થઈ. નાભાગ તેમજ કાળપુરૂષ બેમાંથી એકેય નમાણું મૂકે તેવા નહતા. છેવટે કોઇ ત્રાહિત માણસ પાસે એ તકરારનો નિકાલ કરાવવાના ઠરાવ પર બન્ને જણા આવ્યા. નાભાનેદિષ્ઠનો બાપ નભગ એ તકરારનો જે નિકાલ આણે, તે બન્નેએ કબૂલ કરવો, અને ત્યાં સુધી પેલા કાળપુરૂષે તે દ્રવ્યને પોતાની પાસે જાળવી રાખવું, એવું ઠેરવ-વામાં આવ્યું.

નાભાનેદિષ્ઠે બાપની પાસે જઈને ત્હેને બધી હકીકતથી વાકેફ કર્યો. ત્યારે ત્હેણે થોડીક વાર સુધી વિચાર કરીને કહ્યું, 'એ કાળપુરૂષ કહે છે તે ખરૂં છે. એ બધું દ્રવ્ય એનુંજ છે.' પોતાના પિતાએ આવો ચમત્કારિક ઈન્સાફ કેમ કર્યો, તે વાતનું નાભાગને ઘણું આશ્ચર્ય લાગ્યું. તેમ છતાં ત્હેણે પિતાએ કરેલો ઈન્સાફ ઉદાર દીલથી કબૂલ રાખ્યો, અને કાળપુરૂષની પાસે પાછાં જઈને ત્હેણે પોતાના પિતાનો છેવટનો ઇન્સાફ તેને કહી સંભળાવ્યો.

નાભાનેદિષ્ઠની પોતાના પિતા પ્રત્યેની આટલી બધી પૂજ્ય બુદ્ધિ તેમજ સત્ય માટે ત્હેની આવી ન્યાયી વૃત્તિ અને કાળજીભરી ખંત જોઈને કાળપુરૂષ ત્હેના પર ખૂશ થઈ ગયો. તે કહેવા લાગ્યો:—"નાભાગ ! હું કોણ છું, તેની ત્હને ખબર નથી. હું રૂદ્ર છું. ત્હારી કસોટી કરવા કાજે કાળપુરૂષનું રૂપ લઈને હું અંહિ આવ્યો હતો. ત્હારા બાપે પક્ષપાત કર્યા વગર સત્ય પર લક્ષ રાખીને યોગ્ય ઈન્સાફ કર્યો, અને દ્રવ્યનો જરા પણ લોભ રાખ્યા વગર તું ખુદ ત્હારી વિરૂદ્ધ કરેલો તોડ મ્હને જાહેર કરવા ખાતર ખાસ શ્રમ લઈને મ્હારી પાસે પાછો આવ્યો, તેથી મ્હને ઘણોજ સંતોષ થયો છે. એ બધું દ્રવ્ય ત્હારૂંજ છે. તે તુંજ લે અને બીજું વૃધારાનું દ્રવ્ય જે હું ખૂશ થઈને ત્હને બક્ષું છું તે પણ લે. એમ કહીને રૂદ્રે ત્હેને મનમાન્યું દ્રવ્ય આપ્યું. તે લઈને નાભાગ પાછો ઘેર આવ્યો, અને બાપને સંતોષ આપીને સુખ ચ્હેનમાં રહેવા લાગ્યો. પ્રમાણિકતા એજ ઉત્તમ નીતિ છે અને તેનો હંમેશાં સારો બદલો મળ્યા વિના રહેતો નથી. પ્રમાણિકતા, ન્યાય, નીતિ, સત્ય વગેરે સદ્ગુણો વડેજ મનુષ્ય દીપી નીકળે છે. ગુણવાનોના એવા ઉમદા ગુણોજ બધે પૂજવા લાયક થઈ પડે છે. જે મનુષ્યમાં એવા ઉમદા ગુણો હોય ત્હેને દેવ જેવો

સમજવો. કેમકે, દેવનું દેવપણું પણ ત્હેના ઉમદા ગુણો પર આધાર રાખે છે. ઉમદા કૃત્યવાળો માણસજ બધે ઉમદા મનાય છે. મહાપુરૂષનું ખરૂં લક્ષણ તથા ભૂષણ એવા ઉમદા ગુણોજ છે. એટલા માટે બાળકો ! ત્હમે પણ એવા સારા ગુણો ધારણ કરશો તો ત્હમારી જીંદગી સફળ થશે. આ વાતમાંથી એટલો સાર લઈ શકશો તો ત્હમે કૃતાર્થ થશો.



# ૧૭. સનાતન ધર્મનું વર્ણન.

## ( યુધિષ્ઠિર અને નારદનો સંવાદ )

એક વખત યુધિષ્ઠિરે નારદને પૂછ્યું કે, હે મહારાજ! સનાતન ધર્મ કોને કહે છે, તથા એ ધર્મ કેવો છે એ વિષે આપની પાસેથી કાંઈક સાંભળવાની ઈચ્છા થઈ છે. વર્ણ અને આશ્રમના ધર્મો બરાબર રીતે પાળવાથી ઈશ્વરની પ્રાપ્તિ (મોક્ષ) થઈ જાય છે એમ પણ સાંભળવામાં આવ્યું છે. તો સનાતન ધર્મ વિષે કાંઈક વર્ણન કરવાની કૃપા કરો અને વર્ણ તથા આશ્રમના નિયમો કેવા પ્રકારના છે, તે સંબંધી પણ બરાબર સમજ પાડો.

નારદે કહ્યું:—હે રાજા! ત્હેં ઘણો સરસ સવાલ પૂછ્યો. ત્હારા પ્રશ્નનો હું હવે ખુલાસો કરૂં છું, તે સાંભળ.

સઘળા ધર્મોની ખાણ અને મૂળ વેદ છે. સનાતન ધર્મનો એ મૂળ ગ્રંથ છે. એ વેદનું જેમને સારૂં જ્ઞાન હતું એવા ઋષિઓએ વેદનો મુખ્ય આધાર લઈને સ્મૃતિ રચી છે. દરેક સ્મૃતિમાં ધર્મનાં સામાન્ય લક્ષણ નીચે પ્રમાણે ગણાવ્યાં છે. સાચું બોલવું, પ્રાણીમાત્ર પર દયા રાખવી, બધી રીતે પવિત્ર રહી બાહ્ય તેમજ આન્તર શુદ્ધિ જાળવવી, સહનશીલતા રાખવી, કઈ વાત સારી તેમજ કરવા યોગ્ય છે, તથા કયું કામ નરસું હોઈ કરવા યોગ્ય નથી, તેનો વિવેકબુદ્ધિથી યોગ્ય નિર્ણય કર્યા પછીજ દરેક કામ કરવું, મનને સંયમવડે પોતાના કાબુમાં રાખવું, ગમેતેમ ભટકવા દેવું નહિ, ઇન્દ્રિયોને સંયમમાં રાખવી, કોઈપણ જીવને કષ્ટ આપવું નહિ, બ્રહ્મચર્યવ્રત પાળવું, શક્તિ પ્રમાણે દાન કરવું, વેદનો અભ્યાસ કરવો, વાણી અને વર્ત્તનની એકવાકયતા જાળવી

સરળતાથી વર્ત્તવું, જે કાંઈ દૈવયોગ મળે, તેમાં સંતોષ રાખવો, વૃદ્ધોની સેવા કરવી, દુનિયાદારીની વાતોનો ઝાઝો મોહ રાખવો નહિ, ધીરે ધીરે વ્યર્થ કામોને તજી દેવાં, થોડું બોલવું અને ઘણું કરી બતાવવું, અને ઈશ્વરનો ભય હંમેશાં રાખવો એ ધર્મનાં સામાન્ય લક્ષણો છે.

હે યુધિષ્ઠિર ! પ્રાણીઓને અન્ન વગેરેનું દાન કરવું એ મોટો ધર્મ છે. કેમકે, પરમાત્મા બધાંજ પ્રાણીઓને વિષે નિવાસ કરે છે. પ્રાણીને સંતોષ થતાં પરમાત્મા પણ પ્રસન્ન થાય છે. એટલા માટે, દરેક માણસે પોતાની શક્તિ પ્રમાણે પ્રાણીઓને કાંઈ ને કાંઈ પણ ચીજનું દાન કરતા રહેવું. દરેક કામ કરતી વખતે પ્રભુની યાદ ભુંસાવી ના જોઈએ. સાધુ સંતોનો સંગ કરતા રહેવું. ભગવાનની કથાઓને, તેમની લીલાઓને સાંભળતા રહેવું. જ્ઞાની પુરૂષ દેહ અને ગેહ (ઘર)ને વિષે ખપ પૂરતોજ સંબંધ રાખે છે, એટલે તેમની મોહજાળમાં ફસાઈ પડતા નથી. જે પુરૂષ સંસારની માયા (સ્ત્રી પુત્ર વગેરે)માં ફસાઈ પડતો નથી, તેજ ઈશ્વરને પોતાને વશ કરી શકે છે. ક્યાં અસાર, નાશવન્ત, મલિન અને અપવિત્ર મનુષ્યનું શરીર અને ક્યાં સચ્ચિદાનંદ પ્રભુનો આનંદમય પ્રેમ ! એટલા માટે મનુષ્યે દુનિયાના બીજા સર્વ પ્રેમને વીસારી દઈ, એક માત્ર પરમાત્માને વિષેજ પ્રેમ કરવો જોઈએ. હે રાજા ! જ્યાં ભગવાનના ભક્ત રહેતા હોય, તે દેશને પવિત્ર દેશ ગણવો જોઈએ. જ્યાં સજ્જન, ધર્માત્માનો નિવાસ હોય, જ્યાં ભગવાનની ભક્તિ થતી હોય, અને જ્યાં દયાળુ માણસો રહેતા હોય, તે દેશ ઘણો પવિત્ર છે. એવા દેશમાં જે ધર્મ કર્મ કરવામાં આવે છે, તેનું ઘણું સારૂં ફળ મળે છે.

## વર્ણ ધર્મ.

નારદ કહેવા લાગ્યાઃ—“રાજા ! હવે ત્હને વર્ણ અને

આશ્રમના ધર્મો કહું છું, તે સાંભળ. વર્ણ ચાર છે. ૧. બ્રાહ્મણ, ૨. ક્ષત્રિય, ૩. વૈશ્ય અને ૪. શૂદ્ર. બ્રાહ્મણનો ધર્મ છ પ્રકારનો છે. વિદ્યા ભણવી અને ભણાવવી, યજ્ઞ કરવો અને કરાવવો, દાન દેવું અને લેવું. એ ધર્મ જે પૂરેપૂરો બજાવે અર્થાત્ એ બધાંય કામ જે કરે છે, તેજ ખરેખરો બ્રાહ્મણ છે. એ છ કર્ત્તવ્ય કર્મ નહિ કરવાથી બ્રાહ્મણ પતિત થઈ જાય છે. એમાંહેના છેલ્લા ત્રણ કામ આજીવિકા (રોજગાર)ને માટે છે. વિદ્યા ભણવી, યજ્ઞ કરવો, દાન આપવું, પ્રજાનું પાલન કરવું એ કામ ક્ષત્રિયનું છે. ક્ષત્રિયોને માટે ભણાવવાની, દાન લેવાની તથા યજ્ઞ કરાવવાની મના છે. એ કામો જે કરતો હોય તેજ ખરો ક્ષત્રિય છે, બાકીનાને નામ માત્રનોજ ક્ષત્રિય જાણવો.

વિદ્યા શીખવી, યજ્ઞ કરવો, દાન આપવું, ખેતી કરવી, જનાવરોને પાળવાં વગેરે કામ વૈશ્યોનાં છે.

બીજાની ચાકરી કરવી એ શૂદ્રનું કામ છે. શૂદ્રે ખાસ કરીને દ્વિજોની સેવા કરીને પોતાનું ગુજરાન કરવું ઘટે છે.

ચારે વર્ણના ધર્મ આમ ખાસ નિરાળા છે. પરંતુ ખાસ અડચણ આવી પડી હોય, એવે વખતે બ્રાહ્મણ ખેતી કરીને અગર બીજો કોઈ ધંધો કરીને પેટ ભરે તો હરકત નથી. મહા વિપત્તિના સમયમાંજ આપદ્ધર્મ તરીકે બ્રાહ્મણ એ પ્રમાણે બીજો ધંધો કરીને પોતાનું ગુજરાન ચલાવી શકે. ક્ષત્રિયના શરીરને વિષે હંમેશાં તેજસ્વીપણું (શૂરાતન [illegible]) જોઈએ. એથી કરીને જ્યાંસુધી બની શકે ત્યાં સુધી ક્ષત્રિયે કાંઈપણ નીચ કામ ના કરવું. નીચવૃત્તિનો સ્વીકાર ક્ષત્રિયથી કદી પણ નહિજ થઈ શકે. ભયંકર આફત આવી પડે અને બીજા કોઈપણ ઉપાય નહિજ ચાલી શકે, ત્યારેજ ત્હેણે નાછૂટકે નીચવૃત્તિ આદરવી. હવે

દરેક વર્ણના સાધારણ ધર્મ નીચે મુજબ છે. બ્રાહ્મણમાં આટલા ગુણો ખાસ કરીને હોવાજ જોઈએ. શમ (શાંતિ) દમ એટલે ઇન્દ્રિયોને પોતાના કાબુમાં રાખવી, તપ, પવિત્રતા, સંતોષ, હૃદયમનની સરળતા, કોમલતા, જ્ઞાન, દયા, ઇશ્વરભક્તિ અને સત્ય.

ક્ષત્રિયમાં આટલા ગુણો હોવાજ જોઈએઃ—શૌર્ય, પરાક્રમ, ધીરતા, તેજસ્વીપણું, દાન, મનઃસંયમ, ક્ષમા, બ્રાહ્મણસેવા, પ્રસન્નતા અને સર્વ પ્રાણીઓનું રક્ષણ કરવું.

વૈશ્યમાં આટલી બાબત હોવી જોઈએઃ—દેવભક્તિ, ગુરૂભક્તિ, ઇશ્વરભક્તિ, ધર્મપરશ્રદ્ધા, પૈસા કમાવાનું જ્ઞાન, વેપારની બાહોશી, ઉદ્યોગ ધંધાની આવડત અને ઉકેલ, વગેરે.

શૂદ્રમાં આ ગુણો હોવા જોઈએઃ—ત્રણેય વર્ણના તરફ નમ્રતા તેમજ પૂજ્યબુદ્ધિ, નિષ્કપટપણે સ્વામીની સેવા કરવી, ચોરી ન કરવી, પવિત્ર રહેવું, સાચું બોલવું, શુદ્ધ વર્ત્તણુંક રાખવી વગેરે.

ચારેય વર્ણના સામાન્ય ધર્મ તમને કહ્યા. હવે આશ્રમોના નિયમો કહેવામાં આવે છે. આશ્રમ ચાર છે. ૧. બ્રહ્મચર્ય. ૨. ગૃહસ્થ. ૩. વાનપ્રસ્થ. ૪ અને, સંન્યાસ. બ્રહ્મચર્યાશ્રમના નિયમો નીચે પ્રમાણેઃ—મન અને ઇન્દ્રિયોને સંયમમાં રાખીને ગુરૂને ઘેર જઈ રહેવું; તે કહે તે પ્રમાણે આજ્ઞાપરાયણ થઈને વર્ત્તવું; ગુરૂની સેવા અને ભક્તિ કરીને તેમનું મન પ્રસન્ન કરવું; ગુરૂ અને સૂર્યની ઉપાસના કરવી; સહવાર સાંજ બન્ને વખત સંધ્યા, અગ્નિહોમ કરવો તથા ગાયત્રી મંત્રનો જપ કરવો; ગુરૂ જે વિદ્યા શીખવે તે ધ્યાન દઈને શીખી લેવી; ભણતાં પહેલાં ગુરૂના ચરણ કમળને પ્રણામ કરવા; સુશીલપણે રહેવું; મિતાહાર કરવો, અજીર્ણ થાય અગર સુસ્તી દાખવે તેવો ખોરાક ખાવો નહિ; દિવસના ઉંઘવું નહિ,

સાવધાન રહેવું; જીતેન્દ્રિય રહેવું; સ્ત્રીઓ તેમજ ગૃહસ્થ પુરૂષોની સાથે ખપ પૂરતુંજ બોલવું; ઉન્મત્તપણું કરવું નહિ; સાદો પોશાખ પહેરવો; સ્ત્રીઓને મ્હોંયેથી કોઈ વાત સાંભળવી નહિ. કોઈ પ્રકારનું વ્યસન પડવા દેવું નહિ; મોજશોખ કરવી નહિ; ખરાબ છોકરાઓનો સંગ કરવો નહિ, ગુરૂની આજ્ઞામાં તત્પર રહેવું; ગુરૂ જે કાંઇ કહે તે આપણા હિતનુંજ હોય, આપણું અહિત થાય એવું તે કદી કહેજ નહિ એવી સમજથી ગુરૂની આજ્ઞા પાળવી.

ગૃહસ્થાશ્રમના નિયમ:—ગૃહસ્થોએ પણ પરાયી સ્ત્રીઓની સંગાથે બોલવાનો પ્રસંગ આવે, ત્યારે આઘેથી તથા અદબમાં રહીને બોલવું; બની શકે ત્યાં સુધી સ્ત્રીઓથી અલગજ રહેવું; મદ્ય, માંસ વગેરે માદક પદાર્થોનો ત્યાગ કરવો; પોતાના સર્વ કુટુંબી જનો પર હેતભાવ રાખવો, અને નિત્ય તેઓનાં હિતની કાળજી રાખીને તે પ્રમાણે વર્તવું; બધાંની સાથે માયાળુપણે વર્તવું; અને દરેકનું પોતાને હાથે જેટલું હિત થઇ શકે, તેટલું હિત યોગ્ય રીતે સાધીને પોતાના મળતાવડા પરગજુ સ્વભાવથી સર્વનો પ્રેમ અને વિશ્વાસ સંપાદન કરવો; ન્યાયને રસ્તે પૈસો મેળવવો; કાળાં-ધોળાં કરીને છળ કપટથી તાલેવાન થવાની ઇચ્છા રાખવી નહિ; પોતાને ઘેર જે મહેમાન, અતિથિ વગેરે આવે તેમની સારી પેઠે પરોણાચાકરી કરવી; સ્ત્રીઓને માન આપવું; ભૂખ્યાંને અન્ન આપવું; આંધળાંપાંગળાં અને દીન દુખીયારાં જે હોય તેમના પર દયા લાવીને દાન કરવું. વાનપ્રસ્થ એટલે સંસારની પોતાની સઘળી ફરજો બજાવી રહ્યા બાદ સંસારથી અલગ થએલા માણસો. એમણે જમીનમાં પોતાને હાથે વાવેલું અનાજ, કંદમૂળ, ફળ વગેરે ખાઈને અરણ્યમાં રહેવું, શહેરમાં રહેવું નહિ; જંગલમાં ઝુંપડી બાંધીને એવા એકાંત સ્થળમાં રહીને હંમેશાં પરમેશ્વરનું

ચિન્તન કર્યાં કરવું; અહંતા (હુંપદ) અને મમતા દૂર કરી દઈને સંસારના વિષયોની આસક્તિ કાઢી નાંખ્યાથી ખરૂં જ્ઞાન થાય છે.

આ પ્રમાણે પહેલાં બ્રહ્મચર્યાશ્રમ, પછી ગૃહસ્થાશ્રમ અને ત્યાર બાદ વાનપ્રસ્થાશ્રમ એ ત્રણેય આશ્રમમાંથી પસાર થઈને મનુષ્ય સંન્યાસી થાય છે. સંસારનાં સુખોમાંથી મન હઠી જાય, ઈશ્વરને વિષે સાચો પ્રેમ ઉપજે અને ખરૂં જ્ઞાન પ્રાપ્ત થઇ જાય એટલે સંન્યાસી થઇને સંસારની તમામ બાબતોનો ત્યાગ કરવો. નિર્જનસ્થાનમાં રહીને સદા પરબ્રહ્મના ધ્યાનમાં મસ્ત રહેવું. એમ કરવાથી અંતકાળે મોક્ષ મળે છે.

પોતપોતાના વર્ણ અને આશ્રમના ધર્મ બરાબર પાળ્યાથી ધર્મશાસ્ત્રમાં કહીછે તેવી આલોકમાં અને પરલોકમાં મનુષ્યોની ખરેખરી ઉન્નતિ થશે.



# ૧૮. કજીયાનું મૂળ.

## ( સમુદ્રમંથનની વાર્ત્તા )

એક વખત ઐરાવત હાથી પર બેસીને ઇન્દ્ર ફરવા નીકળ્યો હતો. રસ્તામાં ત્હેને દુર્વાસા ઋષિનો અચાનક મેળાપ થયો. દુર્વાસાએ પ્રસાદ તરીકે પોતાની એક માળા ઇંદ્રને આપી. તે ત્હેણે ઐરાવતના માથા પર ફેંકી. ઐરાવત આખરે કોણ? એક હાથીજ. તેને માણસની અગર વસ્તુની કદર કયાંથી હોય? તેણે એ માળાને પગ તળે કચરી નાંખી. દુર્વાસા ઋષિ મહા તામસી હતા. પોતે આપેલી વસ્તુની આવી દુર્દશા થએલી જોઇને ઘડી ઘડીમાં ગુસ્સે થઈ જનારા દુર્વાસા ક્રોધથી લાલપીળા થઈ ગયા, અને તરતજ ત્હેમણે ઇન્દ્રને શ્રાપ દીધો કે, 'ત્હેં ઐશ્વર્યથી ઉન્મત્ત થઈને મ્હારૂં અપમાન કર્યુ છે, તેથી આ ત્રૈલોકય ત્હારી સાથે દરિદ્રી થઈ જશે.' ઋષિના શબ્દ; કોણ તેને મિથ્યા કરી શકે? એવા બ્રહ્મવિદ્ ઋષિનું વચન સાક્ષાત્ પરમાત્માનાં વચન જેવુંજ જાણવું. તપના પ્રભાવથી ઋષિઓની શકિત કાંઈક ચમત્કારિક અને અપૂર્વજ રહેતી. ભવભૂતિ કહે છે તેમ ત્હેમની વાણીની પાછળ અર્થ ઘસડાઈને દોડયો દોડયો જતો. મતલબ કે, એવા ઋષિનાં વચન કદી મિથ્યા થતાં નથી. આવું સંકટ આવી પડેલું જોઈને ઇન્દ્ર સહિત સઘળા દેવો ભયથી થથરી ઉઠયા. પછી બ્રહ્મદેવને આગળ કરીને તેઓ વિષ્ણુની પાસે ગયા ત્યારે વિષ્ણુએ તેઓને કહ્યું કે, 'હવે દૈત્યોની સાથે દોસ્તી કરી દઈને અમૃત મેળવવાનો યત્ન કરો.' સમુદ્રનું મંથન કરીને ( બૈરાંઓ જેમ છાસ બનાવતી વખતે દહીંને વલોવે છે તે પ્રમાણે સમુદ્રને વલોવીને ) તેની અંદરથી અમૃત તારવી કાંઢવાનું ઠર્યું. આવા મોટા સમુદ્રને વલોવવા સારૂ રવી પણ

મોટીજ જોઈએ. તેથી મંદર પર્વતની રવઈ કરવામાં આવી. વાસુકી નામનો સાપનો રાજા હતો. તેને દોરીની માફક મંદર પર્વતરૂપી રવઇની આસપાસ વીંટાળવામાં આવ્યો. દોરીનો એક છેડો દેવોએ ઝાલ્યો, અને બીજો છેડો બલિ, પૌલોમ, કાલકેય વગેરે દૈત્યોએ પકડયો. શેષનાગની પીઠપર તે રવઈને ટેકવીને મંથન કરવાનું કામ શરૂ કરવામાં આવ્યું. થોડીવારમાં મંદર પર્વત નીચે બેસી જવા લાગ્યો. ત્યારે વિષ્ણુએ કૂર્માવતાર એટલે કાચબાનું રૂપ લઈને તે પર્વતને પોતાની પીઠપર ઉચકી લીધો. વાસુકી સર્પનું મ્હોં દેવોની તરફ હતું. મહેનતથી થાકી જવાથી એ સર્પના મુખમાંથી ભયંકર વિષની જ્વાળા નીકળવા લાગી. તેને લીધે કેટકેટલા દૈત્યો મરણ પામ્યા. થોડાક વખત પછી સમુદ્ર વલોવાઈ જતાં તેમાંથી એકપછી એક એમ ચમત્કારિક પદાર્થ નીકળવા લાગ્યા. શરૂઆતમાં હાલાહલ નામનું અતિશય ઉગ્ર અને ઝેરી વિષ નીકળ્યું. તેને કોઈ લેતું ન્હોતું. ઝેર લેવાનું કોને ગમે ? જમીન પર જો રેડી દે તો પૃથ્વી બળીને ખાખ થઈ જાય ! છેવટે શંકરને દયા ઉપજી. લોકોના કલ્યાણને ખાતર ત્હેમણે એ ઝેર પી નાંખ્યું. પણ શંકરના ઉપર તેનું પરિણામ થયા વગર રહ્યું નહિ. ભુંડો ભુંડાનો ભાવ ભજવ્યા વગર રહે ખરો ? શંકરનો કંઠ ત્યારથી લીલો થઈ ગયો. ઝેરની અસર આમ કંઠ પર ખુલ્લી જણાતી હોવાથી એ પ્રસંગને લઈને એમનું નીલકંઠ એવું નામ પડયું છે. પીતાં પીતાં એ વિષનાં બેચાર ટીપાં જમીન પર પડ્યાં. તે વીંછી, સાપ વગેરે પ્રાણીઓના પીવામાં આવ્યાં. ત્યારથી એ પ્રાણી ઝેરી થયાં છે. વિષ નીકળ્યા બાદ સમુદ્રમાંથી કામધેનુ નીકળી; તે ઋષિએ લીધી. પછી ઉચ્ચૈઃશ્રવા નામનો ઘોડો નીકળ્યો. તે દેવોએ દૈત્યોના રાજા બલિને આપી દીધો. ઐરાવત હાથી નીકળ્યો તે ઈન્દ્રે રાખ્યો. કૌસ્તુભ રત્ન વિષ્ણુએ લીધું.

પારિજાતક વૃક્ષ સ્વર્ગમાં રાખવામાં આવ્યું. પછી લક્ષ્મી નીકળી. તે દૈત્યોને નહિ વરતાં વિષ્ણુને વરી. દૈત્યો તેથી સખ્ત ચ્હીડાયા. પણ લક્ષ્મી નીકળ્યા બાદ સુરા નીકળી, તે દૈત્યોએ પચાવી પાડી. ત્યારપછી હાથમાં અમૃતના કલશ સાથે ધન્વન્તરિ નામનો એક પુરૂષ નીકળ્યો. દૈત્યોએ દાંડાઈ (દુરાગ્રહ) કરીને ત્હેના હાથમાંહેનો કલશ ઝુંટવી લીધો અને અમૃત લઈને નાસી ગયા. ત્યારે દેવોને ભારે ચિન્તા થઈ પડી. જે અમૃતને માટે દેવોએ આટલી બધી ખટપટ અને ધમપછાડ કરી મૂકી હતી, તે આખરે દૈત્યો લઇ ગયા. હવે શું કરવું ? એમ દેવો જ્યારે વિમાસણમાં પડી ગયા, ત્યારે દૈત્યોને ભૂલથાપ આપીને દેવોનું કામ પાર પાડવા ખાતર વિષ્ણુએ મોહિની (ભૂલથાપ ખવડાવનારી સુંદર સ્ત્રી)નું રૂપ લીધું. સારાંશ કે, ભગવાન ભકતવત્સલ હોવાથી હંમેશાં ભકતોની વ્હારે ધાય છે અને તેઓનાં દુઃખ દૂર કર્યાં વિના રહેતા નથી. પરંતુ ઈન્દ્રે દુર્વાસા ઋષિને ગુસ્સે કર્યા એ ખોટું કર્યું. પૂજ્ય અને સન્માન કરવા યોગ્ય પુરૂષનું યોગ્ય સન્માન નહિ કર્યાથી કદી સુખી થવાતું નથી. સારૂં પરિણામ ( સુખદ સ્થિતિ ) મેળવવાને દેવોને પણ મંથન કરવું પડયું, તો આપણા જેવા અનેક ખામીના ભરેલા મૃત્યુલોકના માનવીઓને વધારે મહેનત કરવી પડે એમાં શી નવાઈ? અને એ મહેનત પણ ઈશ્વરની કૃપા થાય છે ત્યારેજ ફળે છે.



# ૧૯. કજીયાનું મ્હોં કાળું.

## (મોહિનીની વાર્ત્તા)

આણી તરફ દૈત્યો જીદે ભરાયા. દરેક જણ હુંસાતુંસીથી કહેવા લાગ્યો કે પહેલો હુંજ પીઉં. એવા મમતને લીધે મામલો રસાકસીએ પહોંચ્યો. દૈત્યો માંહોમાંહ્ય ગાળાગાળી કરીને અમૃતના શીશાની ઝુંટાઝુંટ કરવા લાગ્યા. માંહોમાંહ્યની તકરારનો લાભ હંમેશાં ત્રાહિત માણસજ લઇ જાય છે. કેમકે 'ઘર ફુટે ઘર જાય' અને 'કજીયાનું મ્હોં કાળું'. દૈત્યોને માંહોમાંહ્ય આમ લડાલડી કરતા જોઈને મોહિનીએ ધાર્યું કે મ્હારી કળા અજમાવવાની આ યોગ્ય તક છે. તેથી દાવ જોઈને સોગટી મારવાની મતલબથી મોહિની ત્યાં આગળ આવી પહોંચી. ત્હેનું સુંદર રૂપ જોઇને દૈત્યો મોહિત થઈ ગયા. ત્હેના શરીરની મોહક કાન્તિને તેઓ હરખઘેલા થઇને એક્કી ટશે નીરખી રહ્યા. પછી ત્હેમણે એવો વિચાર કર્યો કે, આપણી માંહોમાંહ્યની તકરારનો ફેંસલો આ સુંદરી પાસેજ કરાવીશું તો ઠીક થઈ પડશે. તે પરથી એ દૈત્યોએ મોહિનીને પોતાને સરખે ભાગે અમૃતની વ્હેંચણી કરવાની પોતાની ઇચ્છા જાહેર કીધી. પોતાને માટે કોઈને કાંઈ પણ શક જાય નહિ તેટલા ખાતર મોહિનીએ જાણી જોઈને માનના મરડાટમાં તણાઈને મોંઘા થવા માંડયું. તે કહેવા લાગીઃ—"ના, ના ભૂલેચૂકે મ્હને એ કામ સોંપશો નહિ. મ્હારે હાથે પક્ષપાત થયા વિના રહેશે નહિ; કોઈને વધતું ઓછું અપાઈ જશે અને નાહક અન્યાય થશે; તેના કરતાં બીજા કોઈને સોંપો, તો સારૂં." મોહિનીની કળાની ધારેલી અસર થઈ. દૈત્યોને ત્હેના પર વધારે વિશ્વાસ બેઠો. મોહિનીના કામણગારા દેદાર, મોહક હાવભાવ અને આવા

સ્હેલાટથી દૈત્યો ઉલટા વધારે લટ્ટુ બન્યા હતા. તેથી તેઓ મોહિનીને વધારે આગ્રહભેર કહેવા લાગ્યા:—'ત્હારેજ આની હમને વહેંચણી કરવી પડશે.' એમ કહીને મમતના માર્યા ત્હેમણે મોહિનીને અમૃતનો કલશ આપી દીધો. ત્યારે મોહિનીએ તે કામ માથા પર લીધું. પણ એ કામની જોખમદારી સ્વીકારતા પહેલાં તેણે દૈત્યોની પાસે એટલું કબૂલ કરાવી લીધું કે, હું જે સારૂં યા નરસું વેતરૂં તેમાં ત્હમારે પાછળથી પંચાત કરવી નહિ. મારા કામમાં વાંધા વચકા પાડવા નહિ. દેવો પણ એટલામાં તે જગોએ આવી પહોંચ્યા અને મોહિનીને કહેવા લાગ્યા કે, હમને પણ અમૃત વ્હેંચી આપો. ત્હેણે એક બાજુએ દેવોને બેસાડ્યા અને બીજી બાજુએ દૈત્યોને બેસાડ્યા, અને પછી પોતાની મોહક કળા અજમાવવા માંડી. ઠગારાં હાસ્ય અને હાવભાવ સાથે ત્હેણે મીઠું મીઠું બોલીને દૈત્યોને પાણી પાણી કરી નાંખ્યા. ત્યારબાદ તે કહેવા લાગી, 'આ દેવ લોકો તદ્દન બાયલા છે, એમનામાં કશો દમ નથી, તેથી દયા લાવીને પહેલો ટુકડો એમને નાંખવો જોઈએ.' એવું બ્હાનું કાઢીને ત્હેણે દેવોને પહેલું અમૃત પાઈ દીધું. ત્હેનું એ કપટ દૈત્યો સમજ્યા ન્હોતા, એમ નહતું. વળી તેઓ એના રૂપમોહમાં ફસાઈ પડ્યા હતા. અને મોહિની જે કાંઈ પગલું ભરે, તે વગર આનાકાનીએ કબૂલ રાખવાને તેઓ અગાઉથીજ વચન આપીને બંધાઈ ચૂકયા હતા. એટલે દૈત્યોથી ચું કે ચાં પણ થઈ શકે તેમ ન્હોતું. તેથીજ તેઓ ડાહ્યાડમરા થઈ ગુપચુપ બેસી રહ્યા. પણ દૈત્યોમાંથી એક જણ ઉસ્તાદ નીકળ્યો. રાહુ નામે એક દૈત્ય છાનોમાનો દેવોના ટોળામાં ભળી ગયો. દેવના જેવો ખુબી ભર્યો દેખાવ કરીને કપટપણાથી સૂર્ય અને ચંદ્રની વચ્ચે જઈને ગોઠવાઈ ગયો. દેવો ભેગાં ત્હેણે પણ અમૃત પીધું. એટલામાં ચંદ્ર અને સૂર્યે આંખવતી મોહિનીને ઇશારત

કીધી. વિષ્ણુએ અમૃત રાહુના ગળા હેઠળ ઉતરતાં આગમચજ સુદર્શન ચક્રવડે ત્હેનું માથું ઉડાવી નાંખ્યું. પરંતુ મુખમાં અમૃત હતું, તેથી માથું ધડથી છટું પડી જવા છતાં તે મરણ પામ્યો નહિ. આવી રીતે રાહુ અમર થઈ જવા પામ્યો. વિષ્ણુએ તેથી એને ગ્રહમાળાને વિષે સ્થાન આપ્યું. ચંદ્ર સૂર્યે ઈશારત કરીને સૂચવી દીધું તે વાતનો રાહુએ પોતાના મનમાં પક્કો દ્વેષ રાખ્યો. એટલા માટેજ એબન્નેને (ચન્દ્ર અને સૂર્યને) ગળી જવાની મતલબથી પૂનેમ અને અમાસને દિવસે તેઓનાં શરીરપર ધસી જાય છે. ચંદ્ર તથા સૂર્યનું ગ્રહણ થવાનું ભાગવતમાં આ પ્રમાણે કારણ ગણાવ્યું છે. દેવોને અમૃત પાઈ રહ્યા બાદ તે ખલાસ થઇ ગયું ત્યારે વિષ્ણુએ મોહિનીનું રૂપ અલગ કરી દઈને પોતાનું અસલ સ્વરૂપ પ્રકટ કર્યું. વિષ્ણુનું આવું કપટ જોઇને દૈત્યો ચ્હીડાયા અને દેવોનો પહેલાં કરતાંયે અધિક દ્વેષ કરવા લાગ્યા. સારાંશ, ભક્તાધીન ભગવાન પોતાના ભક્તોનું સર્વ પ્રકારે કલ્યાણ કરે છે. ગમે તેવું સાહસ ખેડીને પોતે દુઃખ વેઠીને પણ ભક્તોનું કામ પાર પાડે છે અને તેઓની લાજ રાખે છે. એટલા માટે, આપણે પણ હૃદયની ખરી શ્રદ્ધા અને ભક્તિથી પરમાત્માને શરણે જવું જોઇએ. પ્રભુને પ્રસન્ન કરવા પૂરતાંજ બધાં કામ કરીએ છીએ એવી સમજથી દરેક કામ કરવું, ફળની આશા ઝાઝી રાખવી નહિ અને જીવનની પ્રત્યેક ક્ષણ પભુનાં સ્મરણ, ધ્યાન અને ભજનમાંજ પસાર કરવી. એમ કર્યાથી પ્રભુ આપણી લાજ રાખશેજ. આલોકમાં તેમજ પરલોકમાં આપણું સર્વ પ્રકારે કલ્યાણ થયા વિના રહેશે નહિ.



# ૨૦. ભક્તિનો મહિમા.

## ( ભક્તરાજ અંબરીષની વાર્ત્તા )

પાછળ ૧૯મી વાર્ત્તામાં નાભાગની કથા તમને કહેવામાં આવી છેજ. એ નાભાગનો પુત્ર રાજા અંબરીષ કરીને થઈ ગયો. તે વિષ્ણુનો સાચો ભક્ત હતો. સંસારની પોતાની સઘળી ફરજ તે યોગ્ય રીતે બજાવતો. વસિષ્ઠ, ગૌતમ વગેરે મોટા મોટા ઋષિઓ કને ત્હેણે અનેક અશ્વમેધ યજ્ઞ કરાવ્યા હતા. પણ છેવટે ત્હેની એ શ્રદ્ધા બદલાઈ ગઈ. ત્હેને એવી ખાતરી થઈ ગઈ કે યજ્ઞયાગ વગેરે કર્મ કરતાં ભક્તિનું માહાત્મ્ય વધારે છે. ભકિતજ સહુ કરતાં શ્રેષ્ઠ છે એવું ધારીને ત્હેણે વિષ્ણુ ભગવાનની ભક્તિ કરવા માંડી અને ત્હેમને સંતુષ્ટ કર્યા. ત્યારે વિષ્ણુએ પ્રસન્ન થઈને ત્હેને સુદર્શન ચક્ર આપ્યું. અંબરીષને સારા નસીબે જે સ્ત્રી મળી હતી, તે પણ એના જેવીજ ભક્તિભીની હતી. વિષ્ણુના ભકતો સાધન દ્વાદશીનું વ્રત કરે છે. એટલે દશેમને દિવસે તેઓ એક વખત બપોરના જમે છે, અગીઆરશને દિવસે અપવાસ કરે છે, અને બારશને દિવસે વિષ્ણુની પૂજા અને બ્રાહ્મણોનો સત્કાર કરીને, ત્યારપછી અપવાસનાં પારણાં કરે છે. અંબરીષ રાજા પણ એજ નિયમને અનુસરીને વર્ત્તતો હતો. એક વેળા એવું બન્યું કે બારશને દિવસે વિષ્ણુની પૂજા થઈ રહ્યા બાદ બ્રાહ્મણોની આજ્ઞા લઈને તે પારણાં કરવાનો વિચાર કરતો હતો. એવામાં દુર્વાસા ઋષિ ત્યાં આગળ આવી પહોંચ્યા. રાજાએ ત્હેમનો યોગ્ય સત્કાર કરીને પોતાને ઘેર પ્રસાદ લેવા સારૂ એક દિવસ ત્યાં રોકાઈ જવાની ઋષિને આગ્રહ ભરી વિનંતિ કીધી. 'ઘણું સારૂં' એમ કહી, સ્નાન કરવા સારૂ દુર્વાસા નદી કિનારે ગયા. ત્યાં સંધ્યા વગેરે ધર્મની ક્રિયા કરવામાં ત્હેમનો ઘણો સમય પસાર થઈ ગયો. બારશ ફકત એકજ ઘડી

બાકી રહી ત્યાં લગી રાજાએ દુર્વાસા ઋષિના આવવાની ઘણીજ આતુરતાભેર વાટ જોયાં કીધી; તોપણ તે આવ્યા નહિ, ત્યારે રાજા ભારે વિમાસણમાં ફસાઈ પડ્યો. બરાબર વખતસર ભોજન નથી કરી લેતો, તો એનાં વ્રતનો ભંગજ થાય છે; અને ઋષિના પહેલાં જમી લે છે, તો ત્હેમનું (અતિથિનું) અપમાન થાય છે. આમ બન્ને તરફથી રાજા ધર્મ સંકટમાં ફસાઈ પડ્યો. પોતાની બુદ્ધિ બ્હેર મારી ગઈ, ત્યારે બ્રાહ્મણોની સલાહ લીધી. બ્રાહ્મણોએ રાજાને એવી સલાહ આપી કે તમે થોડુંક પાણી પી લેશો એટલે પારણાં કીધાં વળશે, અને ઋષિનું અપમાન કર્યું એમ પણ નહિ કહેવાય. રાજાએ તે મુજબ કર્યું. થોડીકવાર પછી દુર્વાસા ઋષિ સ્નાન સંધ્યા આટોપી લઈને ત્યાં આવી પહોંચ્યા. રાજાએ પોતાને મૂકીને પારણાં એકલા કરી દીધાની વાત ત્હેમના જાણવામાં આવી. જાણતાવારને ત્હેમનો પિત્તો ખસી ગયો. દુર્વાસા ઋષિ મહા મિજાસી! જાણે ક્રોધનું પૂતળું! એમનો મિજાસ જતાં વાર નહિ; અને મિજાસ ગયા પછી તે સખણા રહે ખરા કે? તરતજ ત્હેમણે પોતાની જટા પછાડીને તેમાંહેથી એક લટ ખેંચી કાઢી, અને તેના વડે એક કૃત્યા ઉત્પન્ન કરીને રાજાના પર છોડી મૂકી. હાથમાં તરવાર લઈને તે રાજાની તરફ ધસી ગઈ. વિષ્ણુએ સુદર્શન ચક્ર અંબરીષને અગાઉથીજ આપ્યું હતું. રાજાના જીવ પર કાંઈ પણ સંકટ આવી પડે, તેમાંહેથી એનું રક્ષણ કરવાનું કામ એ ચક્રનું હતું. તે ચક્રજ અંબરીષનું હરવખત રક્ષણ કર્યાં કરતું. તે ચક્રે સહુથી પહેલાં પેલી કૃત્યાનો નાશ કર્યો, અને પછી તેણે દુર્વાસાનો પીછો પકડ્યો. દુર્વાસા જ્યાં જાય ત્યાં તે ત્હેમની પાછળ ભમવા લાગ્યું. પોતાની આવી દુર્દશા જોઈને ઋષિ મહારાજ ગભરાઈ ગયા અને કોઈ ઠેકાણે છુપાઈ ભરાવાનો લાગ શોધવા લાગ્યા. પણ એવી કોઈ જગ્યા

ત્હેમને જડી નહિ. છેવટે તે બ્રહ્મદેવની પાસે ગયા. બ્રહ્મદેવે કહ્યું કે, વિષ્ણુનાં ચક્રને અટકાવવાની શકિત મ્હારામાં નથી. ત્યારે દુર્વાસા મહાદેવની પાસે ગયા. ત્હેમણે કહ્યું કે, વિષ્ણુને શરણે જશો, તોજ ફાવશો. ત્યારે આખરે દુર્વાસાએ વિષ્ણુને એવી પ્રાર્થના કીધી કે, મ્હને આ સંકટમાંથી કૃપા કરીને છોડવો. પણ વિષ્ણુએ કહ્યું, 'મ્હારી શકિતને ખાળવાની તાકાત જેટલી મ્હારા ભકતનામાં છે, તેટલી મ્હારે વિષે નથી. તેથી ત્હમે જેને અન્યાય કર્યો છે, ત્હેનીજ પાસે જશો, તો તે ત્હમારૂં અવશ્ય રક્ષણ કરશે,' આ પ્રમાણે ચોતરફથી નિરાશ થયા બાદ દુર્વાસા ઋષિએ અંબરીષની પાસે જઈને ત્હેના પગ પકડયા. ત્યારે રાજાને ઋષિના ઉપર દયા ઉપજી અને ત્હેણે ઋષિ મહારાજને સુદર્શનના ત્રાસમાંથી છુટા કર્યા. સારાંશ, ભકિતનું માહાત્મ્ય શબ્દોમાં ના વર્ણવી શકાય તેવું અગાધ અને ચમત્કારિક છે. ભગવાન ભકતવત્સલ હોવાથી પોતાના આશ્રિત ભકતનું ગૌરવ પોતાના કરતાં જરાયે ઝાંખું થવા દેતા નથી. ખરેખર, આશ્રિતનો ગૌરવ ભર્યો પ્રભાવ વધારવામાંજ પ્રભુની પ્રભુતા રહેલી છે. કાલિદાસે એજ મતલબથી કહ્યું છે કે મહાપુરૂષોના આશ્રિતો મહાન્ કાર્યો પાર પાડવામાં ફતેહમંદ નીવડે છે, તેનો સઘળો યશ એ મહાપુરૂષોનાં હૃદયની ઉદારતા તેમજ સેલુકાઈને આભારી છે. ગિરિની ગુફામાંથી સિંહનો જે પડઘો નીકળે છે, તે પણ મોટા મોટા હાથીઓને થથરાવી નાંખે છે. મહાપુરૂષનો આશ્રય હંમેશાં મનુષ્યનું ગૌરવ વધારે છે અને કૃતાર્થ કરે છે. પૂર્ણ પુરૂષોત્તમ પરમાત્મા એ આદર્શ મહાપુરૂષ હોવાથી, ત્હેમનો આશ્રય ભકતના ગૌરવને કદી ઝાંખું થવા દેજ નહિ. પ્રભુના ભકતને સતાવનાર હંમેશાં પાછો પડે છે, અને ફજેત થાય છે. દુર્વાસાના દૃષ્ટાંતપરથી એ સિદ્ધાંતની આપણને પૂરેપૂરી ખાતરી થાય છે.

# ૨૧. રાણીનું શાણપણ.

ભગીરથના વંશમાં સૌદાસ નામે એક રાજા થઈ ગયો. એનુંજ 'કલ્માષપાદ' એવું પાછળથી નામ પડયું હતું. એ નામ પડવાનું કારણ એવું છે કે, એક વખત એ સૌદાસ રાજા શિકાર કરવા સારૂ અરણ્યમાં ગયો હતો, તે વખતે ત્યાં આગળ બે રાક્ષસો એના જોવામાં આવ્યા. તે માંહેના એકને એણે મારી નાંખ્યો, પણ બીજો નાસી છૂટયો; અને રાજાપર વેરની વસુલાત કરવા ખાતર આચાર્યનો વેશ લઈને તે રાજાના રસોડા (પાકશાળા)માં નોકર તરીકે રહ્યો. અર્થાત્ રસોઇઆ તરીકે કામ કરવા લાગ્યો. એ રાજાને ઘેર યજ્ઞ કરવા સારૂ વસિષ્ઠ ઋષિ કેટલાક દિવસ રહ્યા હતા. એક દિવસ તે જમવા બેઠા હતા, તે વખતે એ આચાર્યના માણસે માંસ પકાવીને ઋષિના ઠામમાં પીરસ્યું. ભોળા ઋષિએ એમ માની લીધું કે રાજાની સંમતિ અને વરદીથીજ આ પ્રમાણે થયું હશે. તેથી એકદમ ક્રોધાયમાન થઈને ત્હેમણે રાજાને 'તું રાક્ષસ થઈશ' એવો ઝટ કરતો શ્રાપ દઈ દીધો. વગર વાંકે પોતાને વિનાકારણ આવી ભયંકર સજા થએલી જોઈને રાજાના જીવને ઘણો કચવાટ થયો, અને ત્હેણે ઋષિને સામો શ્રાપ દેવાની મતલબથી હાથમાં પાણી લીધું. પણ એટલામાં એ સૌદાસ રાજાની રાણીએ ઝટ ત્યાં આગળ આવીને રાજાનાં મનનું સમાધાન કર્યું. હાથમાં લીધેલું પાણી પાછું કયાં નાંખવું એ વાતનો ભારે સંતાપ થઈ પડયો. કારણકે, શાપને માટે લીધેલું પાણી જમીન ઉપર જો પાછું ફેંકે છે, તો લોકોનો નાશ થઈ જાય છે. રાજા પણ સમજુ અને વિવેકી હતો. પાણીને જમીન ઉપર ન ફેંકતાં ત્હેણે પોતાના પગ પરજ નાંખી દીધું. તેને લીધે રાજાના પગ કાળા

પડી ગયા; અને તેથીજ 'કલ્માષપાદ' એવું એને તે વખતથી નામ મળ્યું. વસિષ્ઠ ઋષિને જ્યારે ખરી હકીકતની ખબર પડી, અને એ બધું રાક્ષસનાં કપટનું પરિણામ હતું એવી એમની ખાતરી થઈ ત્યારે ઋષિ મહારાજનો ઠપકો ઠેકાણે આવ્યો. રાજાને દીધેલા શ્રાપનો અનુગ્રહ કરવાની ત્હેમણે કૃપા કરી અને કહ્યું કે 'બાર વરસમાં ત્હને ત્હારૂં પહેલાંનું રૂપ મળી જશે.' ભોળા ઋષિએ પોતાની ભૂલ સમજાઈ ત્યારે છેવટે આ પ્રમાણે રાજાનું કલ્યાણ કીધું. સારાંશ, અજાણ્યા માણસને પારખું જોયા વગર એકદમ પોતાને ત્યાં નોકર તરીકે રાખવો એ ઘણીવાર જોખમ ભરેલું થઈ પડે છે. બહારનો દેખાવ વારંવાર આપણને ઠગ્યા વિના રહેતો નથી. પીળું તેટલું સોનું નથી અને ઉજળું એટલું દૂધ નથી હોતું. ગોલ્ડસ્મિથે એજ આશયથી કહ્યું છે કે 'બહારના આડંબર હંમેશાં ઠગારા નીવડે છે.' રાજાએ વગર વિચારે રાક્ષસને પોતાને ત્યાં નોકરીમાં રાખીને પોતાના માથા પર આફત વ્હોરી લીધી. તપસ્વી અને વિદ્વાન ઋષિઓ ઘણુંખરૂં આકળા, ચ્હીડીએલ અને ક્રોધી હોય છે. તેઓ હદ ઉપરાંત ભોળા હોય છે. પરંતુ તેમનો ક્રોધ દૂધના ઉભરા જેવો હોય છે. તેઓ ડાઘેલ અંતઃકરણના કે ઝેરીલાવેરીલા નથી હોતા. સામો માણસ નિર્દોષ છે, એમ તેમની ખાતરી થાય છે અથવા અપરાધી મનુષ્ય જ્યારે પોતાનાં કૃત્યને માટે પસ્તાવો કરે છે ત્યારે એવા ભોળા ઋષિઓનો ક્રોધ દૂર થઈ જાય છે અને તેઓ ગુનેહગાર માણસને પોતે કરેલી સજામાંથી છૂટો કરે છે. વસિષ્ઠ ઋષિની વર્તણુંક એજ વાતનો પુરાવો પૂરો પાડે છે. ઘણીવાર સ્ત્રીઓ પણ પુરૂષોના કરતાં વધારે શાંત, ઠરેલ અને સમજુ નીકળી આવે છે. સૌદાસના કરતાંયે ત્હેની રાણી વધારે ડાવકી, શાણી અને ઠરેલ નીવડી. રાજાને ત્હેણે ઋષિની સામે થવાનું

સાહસ કરતાં ખાળ્યો. વસિષ્ઠ જેવા સમર્થ ઋષિને રાજાએ જો શ્રાપ દીધો હત, તો તેનું પરિણામ ઘણુંજ અફસોસકારક નીવડત. રાજાએ પણ પાછળથી ડહાપણ વાપરી પાણીને જમીન પર પડવા દીધું નહિ, પણ આત્મભોગની ઉદાર બુદ્ધિથી તેને પોતાના પગ પર નાંખીને દુનિયાનો નાશ થતો અટકાવ્યો. ઉદાર હૃદયના ઉમદા સંસ્કારી ગુણો એવાજ હોય છે. પોતે દુઃખી થઈને પણ તેઓ બીજાનું કલ્યાણ સાધે છે. કર્ત્તવ્યની વેદી પર પોતાના આત્માનું બલિદાન આપીને તેઓ દુનિયાનું સંકટ ટાળે છે. કલ્માષપાદ રાજાની વાતમાંથી આ પ્રમાણે આપણને ઘણું શીખવાનું મળે છે.



# ૨૨. આતે પ્રેમ કે ઉન્માદ?

## ( પુરૂરવા અને ઉર્વશીની વાર્તા. )

એક વખત નારદ મુનિ પુરૂરવા રાજાને ત્યાંથી નીકળી પડ્યા ને સ્વર્ગમાં ઈન્દ્રની સભામાં જઈ પહોંચ્યા. ત્યાં જઈને નારદે પુરૂરવાનાં સ્વરૂપનાં ઘણાં વખાણ કર્યાં. તે સાંભળીને દેવની અપ્સરા ઉર્વશીનું મન એ રાજાને પરણવાને લલચાયું. પોતાની એ ઈચ્છાને ઝટ અમલમાં મુકવાને તે રાજાની પાસે ગઈ અને કહેવા લાગી કે, ત્હમે જો મ્હારી બે શરતો કબૂલ કરશો, તો હું તમને રાજીખુશીથી વરીશ. પહેલી શરત એવી હતી કે ઉર્વશીની પાસે જે બે મેઢાં હતાં અને જેને ત્હેણે પેટના સંતાનની જેમ કાળજીભરી લાગણીથી ઉછેર્યાં હતાં, તે મેઢાંઓને કાંઈપણ હાનિ થવી ના જોઈએ. અને બીજી શરત એ હતી કે, ઉર્વશીને અમૃતનો આહાર કરવાનો નિત્યનો અભ્યાસ હતો. પણ મૃત્યુ લોકમાં વસતા રાજાને ત્યાં અમૃત ક્યાંથી મળી શકે? તો રાજાને ત્યાં રહે એટલો વખત ઉર્વશી ઘીને અમૃત સમજીને ઘીના ઉપરજ પોતાના દહાડા કાઢે. અન્નને અડકે સરખી પણ નહિ. પુરૂરવા ઉર્વશીને જોઈને મોહ પામ્યો હતો તેથી એણે ખુશીથી ઉર્વશીની બન્ને શરતો પાળવાનું વચન આપ્યું. ઉર્વશી પુરૂરવાને ઉપલી બે શરતોની કબૂલાત લઈને પરણી. ત્યારપછી રાજાની પાસે તે ઘણો વખત સુધી આનંદભેર રહી. પણ સ્વર્ગમાં ઈન્દ્ર રાજાને ત્હેના વગર ચ્હેન પડતું ન્હોતું. ત્હેણે ઉર્વશીને પોતાની પાસે બોલાવી લાવવા સારૂ ગંધર્વને મોકલી આપ્યો. તે ગંધર્વે એક યુક્તિ કીધી. ઉર્વશીનાં મેઢાંને તે ન્હસાડી ગયો. પોતાનાં મેઢાંને ઉર્વશીએ જ્યારે દીઠાં નહિ ત્યારે પોતાની પહેલી શરતનો

ભંગ કર્યા બદ્દલ તે રાજાની ઉપર રીસાઈ ગઈ અને ગુપચુપ સ્વર્ગમાં જતી રહી. ત્યારે રાજાનું કાળજું ફટકી ગયું. ગાંડા જેવો થઈને તે કલ્પાંત કરવા લાગ્યો અને ઉર્વશીની શોધ કરવાને વનમાં આમતેમ ભટકવા લાગ્યો. ફરતાં ફરતાં એક વખત સરસ્વતી નદીને કિનારે ઉર્વશીનો રાજાને અચાનક મેળાપ થયો. રાજાએ બોરબોર જેવડાં આંસુ સારીને તેના વગર પોતાની થએલી સ્થિતિનું ઉર્વશીને ભાન કરાવ્યું. ત્યારે તેણે ગંધર્વની પ્રાર્થના કરવાનું રાજાને કહ્યું. રાજાએ તે પ્રમાણે કર્યું. તે ગંધર્વે રાજાને એક અગ્નિપાત્ર આપ્યું. રાજા તે પાત્રની રોજ પૂજા કરવા લાગ્યો. તેમ કરવાથી ઉર્વશી સંબંધી એની ઘેલછા દૂર થઈ ગઈ, અને ઇશ્વરની ભક્તિ કરવા તરફ ધીમે ધીમે ત્હેનું લક્ષ દોરવાયું. પછી તે રાજા પોતાના પુણ્યના બળથી ગંધર્વલોકને વિષે ગયો. સારાંશ, સંસારનાં સુખો મિથ્યા, અસાર અને ક્ષણિક હોવાથી તુચ્છ છે. શાશ્વત્ સુખ પ્રભુપદની સેવામાંજ સમાએલું છે. સંસારનાં સુખો મનુષ્ય જેમ જેમ ભોગવતો જાય છે, તેમ તેમ તે એ સુખોને વિષે નિત્ય વધારે ને વધારે લપટાતો જાય છે અને પરિણામે પ્રભુના માર્ગથી વધારે ને વધારે આઘો જતો રહે છે. અર્થાત્ શાશ્વત અમરસુખ જે મોક્ષ છે, તેને માટે એ નાલાયક બની જાય છે. નરસિંહ મહેતાએ તેથીજ કહ્યું છે કે:—

“સુખસંસારી મિથ્યા કરી માનજો, કૃષ્ણ વિના બીજું સર્વ કાચું.”



# ૩. અદિતિ અને કશ્યપની વાર્ત્તા.

અસલ દેવ દાનવનું યુદ્ધ વારંવાર થયાં કરતું. એકવાર
ાની સાથે યુદ્ધ કરતાં દેવતાઓ જ્યારે હારી ગયા ત્યારે તેઓનું
ળું રાજપાટ દૈત્યોએ લઈ લીધું. દેવોની માતા અદિતિ તે
તે અનાથની પેઠે દુઃખી થઈને રૂદન કરવા લાગી. અદિતિના
મહાત્મા કશ્યપ ઋષિ વનમાં એકાંત જગોએ તપ કર્યાં
હતા. એક દિવસ તેઓશ્રી અદિતિની પાસે આવી
વ્યા. અદિતિએ ત્હેમનો આદર સત્કાર કીધો. નીરાંતજીવે
પોતાના આસન પર બેસી ગયા અને અદિતિનાં મલિન મુખ
જોઈને બોલી ઉઠયાઃ—હે કલ્યાણિ! દુનિયામાં કોઈ નવી
પત્તિ તો નથી આવી પડી? બ્રાહ્મણોના ઉપર કાંઈ સંકટ તો
આવ્યું ને? કોઈ ઠેકાણે અધર્મની વૃદ્ધિ તો નથી થઈને?
સતિ! તું આજે આટલી બધી દુઃખી કેમ જણાય છે? ત્હારે
થી કોઈ અતિથિ નિરાશ થઈને તો પાછો ફર્યો નથી ને?
રા ગયા ગછી કોઈ પણ સમયે હવન કરવાનું તો તું ભૂલી
નથી ને? ત્હારા પુત્ર પણ સઘળા પ્રસન્ન છે ને? ગમેતેમ
ત્હારા ચિત્તમાં અત્યારે ભારે ચિન્તા થઈ રહી છે, તેનું શું
ણ?" પતિએ આ પ્રમાણે પૃછયું ત્યારે અદિતિએ કહ્યું કે,
સ્વામી! હું નિત્ય આપનું ધ્યાન કર્યાં કરૂં છું. અને બધું
કુશળ છે, પરંતુ મ્હારા પુત્ર જે દેવો છે, તેઓનું રાજ્ય
ોએ જીતી લીધું છે. એટલા માટે, આપ કોઈ એવો ઉપાય
ાવો કે, જેથી દેવોને પોતાનું રાજ્ય ફરીથી મળી જાય."
સાંભળીને કશ્યપે પહેલાં તો અદિતિને પુષ્કળ તત્વજ્ઞાનનો
દેશ કર્યો. ત્યારબાદ છેવટે તે કહેવા લાગ્યા કે ત્હારી જો
ીજ ઈચ્છા હોય કે ત્હારા પુત્ર દેવોને ફરી પાછું રાજ્ય

મળી શકે, તો તેને માટે ફક્ત એકજ ઉપાય છે. તે એજ
કે તું શુદ્ધ નિષ્ઠાથી પ્રભુની ભક્તિ કર. એ રાજા મહારાજા-
ઓનાયે પ્રભુ છે. અખિલ બ્રહ્માંડના તે સ્વામી છે. એ ભગવાન
બળી ઘણા દયાળુ છે. એમની તું ભક્તિ કરજે. તે ત્હારા ઉપર
અવશ્ય રાજી થશે અને કૃપા કરશે. ભગવાન રાજી થયા એટલે
હારા પુત્રોને રાજ્ય પાછું મળવું એ કાંઈ મુશ્કેલ વાત નથી.
હરિ કૃપા તો સર્વ સાનુકુળ બને.' પતિનાં આવાં વચન સાંભળીને
અદિતિએ ત્હેમની આજ્ઞા મુજબ જગદીશ્વર ભગવાનની વિધિપૂર્વક
ભક્તિ કરવા માંડી. ભગવાન ભક્તવત્સલ હોવાથી અદિતિની
ભક્તિથી ત્હેનાપર પ્રસન્ન થયા. ભગવાન પ્રસન્ન થાય એટલે પછી
ખામી રહી શકે ખરી કોઈ વાતની? પ્રભુ જેનાપર પ્રસન્ન થાય
છે, તે હંમેશાં કૃતકૃત્યજ થાય છે. ભગવાને અદિતિના ઉપર કૃપા
વરસાવી. અદિતિના તેમજ ત્હેના પુત્ર દેવતાઓના દિવસ ફરી
ગયા. આખરે ઈશ્વરની સહાયથી અને પોતાના પુરૂષાર્થવડે દેવોએ
દૈત્યો પાસેથી પોતાનું રાજ્ય પાછું લઈ લીધું. પછી દેવો સુખ
ચહેનમાં રહેવા લાગ્યા. અદિતિ પણ પોતાના પુત્રોને રાજ્ય પાછું
મળેલું જોઈને ઘણી ખુશ ખુશ થઇ ગઈ. સારાંશ, એવો પણ
એક સમય હતો કે જ્યારે આપણા દેશમાં સ્ત્રીઓને પણ રાજ્યની
ઈચ્છા થયાં કરતી હતી. તે પણ એક સમય હતો કે જ્યારે આ
દેશની સ્ત્રીઓ રાજ્ય મેળવવા સારૂ કષ્ટકારક વ્રતવર્તુલાં કરતી
હતી. આજે આપણા દેશની એવી અધોગતિ થઇ ગઈ છે કે
પુરૂષવર્ગ પણ કાંઈ ખાસ એવો પુરૂષાર્થ કરતો નથી કે જેથી એ
દેશની કીર્ત્તિ પહેલાંની જેમ ઉજ્જવલ થાય. અરે આજકાલ તો
બધાજ એવા કાયર અને ઉત્સાહહીન થઈ ગયા છે કે તેઓ
પોતાની મેળે પોતાનું ગુજરાન પણ બરાબર ચલાવી શકતા નથી.
તો એવા સંજોગોમાં દુનિયાની મોટી મોટી પ્રજાઓમાં તેઓ

સહુને મોખરે આવવાની હામ શી રીતે ભીડી શકે ? જેમનાથી નાનાં નાનાં કામ થતાં નથી, તેઓ મહાન્ કાર્યો શી રીતે ઉપાડી શકે ? ઉંદરને જોઈને જે માણસ છળી મરે છે, તે કદી પણ વાઘનો શિકાર કરી શકશે નહિ. સ્વત્વશૂન્ય પ્રજા સત્વહીનજ થઇ જાય છે. ઘેટાનાં ટોળામાં ઘુસી ગએલાં સિંહનાં બચ્ચાંના સંસ્કાર જેમ ઘેટાંના જેવાજ થઇ જાય છે, તેવીજ આપણી પ્રજાની દશા થઈ છે. આપણી પ્રજાના પ્રાચીન આદર્શો અને ભૂતકાળનાં પ્રાચીન ગૌરવનો ઇતિહાસ આપણા પુરાણોમાં આમ ભરપૂર ભરેલો છે, અને તે જયારે આપણે વાંચીએ છીએ, ત્યારે અસલ આપણી પ્રજા કેવી મહાન્ હતી, આપણો દેશ કેવો વિદ્યા, કળા હુન્નર ઉદ્યોગ, શૌર્ય પરાક્રમ તેમજ ધર્મ સંબંધી બાબતોમાં સહુને મોખરે હતો તેની આપણને પૂરેપૂરી ખાતરી થાય છે.



# ૨૪. પરશુરામની વાર્ત્તા.

પરશુરામ ઘણા પરાક્રમી અને પ્રતાપી હતા. ત્હેમના પિતાનું નામ જમદગ્નિ હતું, તેથી 'જામદગ્નિ' પણ એ કહેવાતા. એ ઋષિના પુત્ર હતા, પરંતુ પિતાના કરતાંય એમની ખ્યાતિ ઘણી વધી ગઈ હતી. બ્રાહ્મણોમાં હજી સુધી એમના જેવો તેજસ્વી અને પરાક્રમી કોઈપણ થયો નથી. શત્રુઓનો સંહાર કરવામાં તો એ કાળરૂપજ હતા. એમની પાસે એક પરશુ-ફરસી-રહેતી હતી. એજ શસ્ત્ર વડે એમણે અનેક શત્રુઓનાં મસ્તક છેદી નાંખ્યાં હતાં. સહસ્રાર્જુનની સાથે પરશુરામને ભારે યુદ્ધ થયું હતું. પોતાની ફક્ત એકલી ફરસીવતી એમણે સહસ્રાર્જુનનાં સઘળાં બાણ કાપી નાંખ્યાં હતાં. એજ ફરસીથી એમણે સહસ્રબાહુ અર્જુનના હજારે હજાર હાથ છેદી નાંખ્યા, અને છેવટે ત્હેનું માથું ઉડાવી નાંખ્યું. એમણે સહસ્રાર્જુનને જ્યારે મારી નાંખ્યો, ત્યારે એમના પિતાએ એમને ઠપકો આપતાં કહ્યું કે, "હે પુત્ર! આ કામ ત્હેં સારૂં કર્યું નહિ. બધાયમાં ઈશ્વર વ્યાપી રહેલા છે. તેથી માણસમાત્ર ઈશ્વરી અંશ એટલે દેવ જેવા ગણાય છે. ત્હેં એનો વધ કર્યો, એ મોટું પાપ કર્યું. હે પુત્ર! જરા વિચાર કર! આપણે બ્રાહ્મણ હોવાથી ક્ષમાનો ગુણ આપણામાં અવશ્ય હોવોજ જોઈએ. ક્ષમા એ બ્રાહ્મણનાં દશ આવશ્યક લક્ષણ માંહેનું એક લક્ષણ છે. ક્ષમાનો ગુણ જેને વિષે છે, ત્હેના ઉપર ભગવાન ઝટ પ્રસન્ન થઈ જાય છે. હવે તું એક કામ કર. ભગવાનને વિષે ત્હારાં ચિત્તને પરોવી દે. વનમાં જા અને ઈશ્વરનું ભજન એક ચિત્તથી કર. તપ કરીને ત્હારાં પાપને બાળી નાંખ. તપશ્ચર્યા એ મોટામાં મોટું પ્રાયશ્ચિત છે."

પિતાની આજ્ઞાને પરશુરામ કદી ઉથાપતા નહિ. પિતાની આજ્ઞાનો અમલ કરવામાં એમનો આગ્રહ તથા ઉત્સાહ રામચંદ્રની બરાબરી કરે તેવોજ હતો. આજ્ઞા મળતાં વારને તે ઝટ વનમા ચાલ્યા ગયા. એક વરસ રહીને તે પાછા ઘેર આવ્યા.

એક વખત જમદગ્નિની સ્ત્રી રેણુકા ગંગા કિનારે જળ ભરવાને ગઈ હતી. ત્યાં એક ગન્ધર્વ બેઠો હતો. રેણુકા ત્હેની પાસે બેસી રહી. ઘણીવાર થઈ છતાં તે આવી નહિ, ત્યારે જમદગ્નિના જીવને ઘણી અકળામણ થઈ. એટલે ત્હેમણે સમાધિ ચઢાવી અને પોતાની સ્ત્રીનું પોગળ જાણી લીધું. પછી તો પૂછવુંજ શું? ત્હેમને રૂંવે રૂંવે ક્રોધ વ્યાપી ગયો. ગુસ્સાના આવેશમાં ત્હેમણે પોતાના પુત્રોને રેણુકાનું મસ્તક કાપી નાંખવા ફરમાવ્યું. પરંતુ પોતાની માતાની હત્યા કરવાની કોઈની જીકર ચાલી નહિ.

પરશુરામ સાચા પિતૃભક્ત હતા. ધર્મના મર્મને તે એનાં ખરેખરા સ્વરૂપમાં પીછાણતા હતા. તેથી એમણે વિચાર કર્યો કે, હવે મ્હારીજ એ ફરજ છે કે, મ્હારે માતા રેણુકાનું શિર છેદી નાંખવું. પિતાનાં વચનને ખાતર એમણે રેણુકાનું માથું કાપી નાંખ્યું. પછી પિતાએ પોતાના બીજા પુત્રોને (પરશુરામના ભાઈઓ, જેઓ પિતાની આજ્ઞા પાળતાં ખંચકાયા હતા, તેઓને) મારી નાંખવાની પરશુરામને આજ્ઞા કીધી. પરશુરામે તેપરથી પોતાના બધા ભાઈઓને મારી નાંખ્યા. તે જોઈને જમદગ્નિ ઋષિ પરશુરામના ઉપર ઘણા રાજી થયા. હરખભેર તે બોલી ઉઠયા, હે પુત્ર! ત્હારા પર હું ઘણો ખૂશ થયો છું. જે વરદાન ત્હારે જોઈતું હોય, તે માંગી લે; હું ત્હને ખુશીથી તે આપીશ." પરશુરામ તે વખતે બોલી ઉઠયા:—"મ્હારી માતા તેમજ સઘળા ભાઈઓ પાછા સજીવન થાઓ, અને મ્હેં તેઓને માર્યા હતા, એ વાત તેઓ વીસરી જાઓ." ખ્યાલ કરો! પરશુરામ કેવા

સમજુ અને શાણા હતા ! પિતાની આજ્ઞા પાળવાના ટેકને ખાતર ત્હેમણે પોતાની માતા તેમજ ભાઈઓને મારી નાંખ્યા હતા. છતાં તેઓની ગેરહાજરી એમને ઘણીજ સાલતી હતી. માતાને માટે તેમજ ભાઈઓના તરફ પણ એમને કાંઈ હેત ઓછું નહતું. તેથીજ એમણે બીજું કાંઈપણ માંગવાને બદલે આવું વરદાન માંગી લીધું ! જમદગ્નિએ કહ્યું:—"તથાસ્તુ ! એમજ થાઓ !" ઈશ્વરની કૃપાથી અને ઋષિનાં વરદાનને લીધે તેઓ સઘળાં ફરીથી જીવતાં થયાં. ઋષિનાં તપોબળને લીધે ત્હેમની વચન સિદ્ધિ આમ ચમત્કારિક નીવડી. રેણુકા તેમજ ત્હેના પુત્રો સજીવન થયા, ત્યારે ઘરમાં બધે આનંદ આનંદ છવાઈ રહ્યો.

જે સહસ્રાર્જુનને પરશુરામે મારી નાંખ્યો હતો, ત્હેના કેટલાક પુત્રો બચી જવા પામ્યા હતા. એક દિવસ તેઓ પરશુરામના પિતાના આશ્રમમાં આવી ચઢયા. પરશુરામ તે વખતે ત્યાં ન્હોતા. જમદગ્નિને એકલા જોઈને, તેઓને પોતાના પિતા સહસ્રાર્જુનનું વેર લેવાનું સાંભરી આવ્યું. ઝટ કરતું ત્હેમણે જમદગ્નિ ઋષિનું મસ્તક કાપી નાંખ્યું. પોતાના પતિનું આમ અકાળ મરણ થએલું જોઈને પરશુરામની માતા છાતીફાટ રૂદન કરવા લાગી. પોતાની માતાનો અવાજ સાંભળીને પરશુરામ ત્યાં આગળ દોડી આવ્યા. પોતાના પિતાનું આવું ક્રૂર મરણ થએલું જોઈને ત્હેમનું માથું ફરી ગયું. શોક સાગરમાં ડૂબકાં ખાતાં ખાતાં ત્હેમને એટલો બધો ક્રોધ ઉપજ્યો કે એ ક્રોધાગ્નિની અસહ્ય જ્વાળામાં ત્હેમની વિવેક બુદ્ધિ દૂર થઈ ગઈ. ક્રોધથી ધુંવા પુંવા થતાં ત્હેમણે ભયંકર પ્રતિજ્ઞા લઈ લીધી:—'હવેથી હું દુનિયાભરના ક્ષત્રિયોનો સંહાર કરીશ.'

આવી પ્રતિજ્ઞા કરીને તેઓ બેસી રહ્યા નહિ. પોતાની ફરસીને ક્રોધભેર ઉઠાવીને ગુસ્સાથી લાલચોળ થતા તેઓ માહિષ્મતી

નગરીને વિષે આવી પહોંચ્યા. ત્યાં જઈને સહસ્રાર્જુનના એકે એક પુત્રનાં મસ્તક ત્હેમણે ઉડાવી નાંખ્યાં, અને એ કાપેલાં માથાંનો ઢગ ખડો કરી દીધો. એ ઢગ એટલો બધો વધી ગયો હતો કે મસ્તકનો મોટો પહાડ ના હોય એવો તે દીસતો હતો. આખી નગરી તેથી ભયાનક લાગતી હતી. મરી ગએલાનાં શરીર-માંથી લોહીની નદી વહી રહી હતી.

આ પ્રમાણે ક્ષત્રિયના હાથે ક્રૂરતાથી જે પોતાના પિતાપર કેર વર્તાવવામાં આવ્યો હતો તેના ક્રોધનાં ઝનુનમાં પરશુરામે એકવાર નહિ, બેવાર નહિ પરંતુ એકવીસ વખત દુનિયાભરના ક્ષત્રિયોનો સંહાર કર્યો હતો. એકવીસવાર એમણે પૃથ્વીને નિઃક્ષત્રિય કરી નાંખી હતી. ભક્તિનું ઝનુન હંમેશાં ઘેલછા કઢાવે છે, પણ આદર્શ પિતૃભક્તિ તે આનું નામ.

ત્યારપછી પરશુરામે એ અસંખ્ય હત્યાના પાપનું નિવારણ કરવાને કાજે અનેક યજ્ઞો કર્યા. એ તેજ પરશુરામ હતા, જેમણે જનક રાજાને પોતાનું ધનુષ આપ્યું હતું, અને એ ધનુષને ભાંગીને રામચંદ્રસીતાને વર્યા હતા. પરંતુ રામચંદ્રે પોતાનાં ધનુષને ભાંગ્યું હતું તેથી પરશુરામ ત્હેમના પર સખ્ત ખીજવાયા. અને રામ જ્યારે સીતાને લઈને અયોધ્યા તરફ પાછા ફરતા હતા, તે વખતે પરશુરામ એમને રસ્તામાં મળ્યા હતા. પરશુરામે રામચંદ્રને સખ્ત ધમકાવ્યા અને ત્હેમના પર હુમલો કર્યો. તે વખતે લક્ષ્મણે પરશુરામનો ગર્વ ખૂબ ઉતારી નાંખ્યો હતો. રામચંદ્રે પણ એમનું તેજ હણી લીધું હતું. એ યુદ્ધમાં પરશુરામ તેથી હારી ગયા હતા, અને ત્હેમને નાસી જવું પડયું હતું. પરંતુ એ રામ અને પરશુરામ બન્ને એકજ ઈશ્વરના જૂદા જૂદા અવતારી અંશો હતા. ભગવાનના જે દશ અવતાર કહ્યા છે, તેમાં પરશુરામ એ ત્હેમના

છઠ્ઠા અવતાર હતા. દશ અવતારનાં વર્ણનમાં પરશુરામનું નીચે પ્રમાણે વર્ણન કરેલું છેઃ—

"પરશુરામે કરી પૃથ્વી નક્ષત્રી, એકવીસવાર ફરી ફરી રે;
સહસ્રાર્જુન મદાંધને માર્યો, નમું નમું હું તે શ્રીહરિ રે."

વળી પરશુરામ સાત ચિરંજીવ (અમર) પુરૂષોમાંહેના એક મનાય છે. એ ઈશ્વરના અવતારી અંશ હોવાથી, એમનાં ચરિત્રમાંથી ઘણા આદર્શો સાંપડે છે. પિતૃભક્તિ, કર્ત્તવ્યનિષ્ઠા, કઠોર કર્ત્તવ્યપાલન, અડગટેક, નિઃસ્વાર્થ માતૃપ્રેમ તથા બન્ધુપ્રેમ, પ્રતાપી શૂરાતન, ધર્મપરાયણતા વગેરે ઘણા સદ્દગુણોનો બોધ એમનાં જીવનચરિત્રમાંથી મળી શકે તેમ છે. ખરેખર મહાપુરૂષોનાં હૃદય કુસુમથીયે કુમળાં અને વજ્ર કરતાંયે વધારે કઠોર હોય છે. પિતાની આજ્ઞાને પાળવા ખાતર પોતાની માતા તેમજ ભાઈઓનો શિરચ્છેદ કરતાં પરશુરામે ઢીલ કીધી નહિ. પરંતુ પિતાએ ખૂશ થઈને વરદાન માંગવાનું જ્યારે કહ્યું, ત્યારે તેહેમણે યુક્તિથી પોતાની માતા તેમજ ભાઈઓને સજીવન કરવાનું વરદાન માંગી લીધું. પિતાની આજ્ઞાનો અમલ કરતી વખતે એમનું હૃદય વજ્ર કરતાંયે વધારે પહાડી અને ક્રૂર બની ગયું, પરંતુ એમના હૃદયને વિષે તો માતા તેમજ ભાઈઓ પ્રત્યેનો એમનો પ્રેમ એવોને એવોજ કાયમ રહ્યો હતો. તેથી ફુલના કરતાંયે વધારે કુમળું ચિત્ત એમનું વરદાન માંગતી વખતે બની ગયું હતું. અને પિતાના ક્રૂર વધથી એ કુમળું ચિત્ત એટલું બધું હદ ઉપરાંતનું ઉશ્કેરાઈ ગયું હતું કે પૃથ્વીને એકવીસ વાર નિઃક્ષત્રિય બનાવવાને તેજ પાછું વજ્ર કરતાંયે વધારે કઠુણ થઈ ગયું. આમ પરશુરામના ચરિત્રમાંથી આપણને ઘણું શીખવાનું મળી આવે છે.

---

# ૨૫. જીવદયાની મૂર્ત્તિ.

## ( રાજા રંતિદેવની વાર્તા )

અસલના વારામાં રંતિદેવ કરીને એક ઘણો પરોપકારી અને દયાળુ રાજા થઈ ગયો. એ ભરત રાજાના વંશમાં જન્મ્યો હતો. તે હંમેશાં સંતોષી અને શાન્ત હતો, અને પડી રહેતો પણ જંગલમાંજ. તે દયાળુ પણ એટલો બધો હતો કે, કોઈનું પણ દુઃખ એનાથી જોઈ રહેવાતું ન્હોતું. બની શકે ત્યાં સુધી દીન દુઃખીયારાનાં દુઃખ દૂર કરવાને હરહંમેશ એ તત્પર રહેતો. પોતે દુઃખી થઈનેયે તે બીજાનું દુઃખ મટાડ્યા વિના રહેતો નહિ. પોતાને ઘેર કોઈ મહેમાન અથવા યાચક આવે ત્યારે તે પોતે ભૂખ્યો રહીને પણ ઘરમાંહિનું સઘળું અન્ન ત્હેને આપી દેતો. તેના આવા સ્વભાવને લીધે ઘરનાં માણસોને ઘણી વાર કડાકા કરવા પડતા.

આ પ્રમાણે રાજા રંતિદેવે પરગજુપણામાં પોતાની બધીજ માલ મીલકત ઉડાવી નાંખી. 'ઘર બાળીને તીર્થ કરવું' એવી જે કહેવત છે, તેને બરાબર અમલમાં મુકી અને પોતે ખાલીખમ થઈને બેઠો. પરિણામે એને પોતાને તેમજ એનાં આખા કુટુંબને ઘણીવાર અન્નને ને દાંતને વેર જેવું થઈ જતું. ક્યાંતો એવે પ્રસંગે તે વાયુ ભક્ષીને રહેતો કે ક્યાં તો બાળબચ્ચાં સહિત તેને અડધે પેટે મંગળવાર કરવા પડતા. એક વાર એવું બન્યું કે, એ રાજાને અને એનાં કુટુંબનાં માણસોને પાણી અને અન્ન વગર લાગલાગટ ૪૮ દિવસ સુધી ટળવળવું પડ્યું ! કારણ એજ હતું કે દરરોજ જે વખતે એ જમવાને બેસતો, તેજ વખતે કોઈને કોઈ પણ ભીખારી એને ત્યાં આવી પહોંચતો. અને

એનો સ્વભાવ પાછો આવો—હદ ઉપરાંતનો પરગજુ ! એટલે ઝટ કરતો એ ભાણા પરથી ઉઠી જતો અને પોતાનું પીરસેલું ભાણું ભીખારીને આપી દેતો. આમ ૪૮ દિવસના કડાકા એને વેઠવા પડ્યા. ઓગણપચાસમે દિવસે સ્હવારના પ્હોરમાં કોઈ ત્હેને ઘી, ખાંડ, ખીર વગેરે સારૂં સારૂં મિષ્ટાન્ન ખાવાને આપી ગયું. ત્યારે રાજાને ઘેર સઘળાના જીવને આનંદ આનંદ વર્તી રહ્યો. ઘણે દહાડે આવું મિષ્ટાન્ન આરોગીને તેઓ હોઈયાં કરવાની તૈયારી કરી રહ્યા હતા, એટલામાં એક ભીખારી ત્હેનાં બારણાં આગળ આવીને ઉભો રહ્યો. ત્હેને જોતાં વારને રંતિદેવ પોતાના ભાણા ઉપરથી હરખાતો હરખાતો ઉભો થઈ ગયો. પેટ ભરાય એટલું તે અતિથિને ખાવાનું આપ્યું અને ત્હેના ખાતાં જે વધ્યું તેમાં-હેથી થોડુંક પોતાનાં બાળબચ્ચાંને પીરસ્યું અને થોડુંક પોતાને સારૂ રહેવા દીધું. એવામાં કોઈ શૂદ્ર અતિથિ ત્યાં આવી પહોંચ્યો. રંતિદેવે વગર સંકોચે ત્હેને પણ અન્ન આપીને તૃપ્ત કર્યો. રાજાનો એ નિત્યનો નિયમ હતો કે, જમતી વખતે જે કોઈ પણ અતિથિ આવે, ત્હેને કોઈ પણ જાતનો ઉંચ કે નીચનો ભેદ રાખ્યા વગર બેધડક ખાવાનું આપવું અને પછી પોતે ભોજન કરવું. શૂદ્ર અતિથિને આપ્યા પછી કોઈ ત્રીજોજ ભીખારી ત્યાં આવીને ઉભો. તે પોતાની સંગાથે કેટલાક કૂતરાને પણ લઈ આવ્યો હતો. રાજાને એ ભીખારી પર તેમજ ત્હેના કૂતરાની ઉપર દયા ઉપજી. તેથી ત્હેણે બાકી રહેલું સઘળુંજ અન્ન તે ભીખારી તથા ત્હેના કૂતરાઓને વ્હેંચી આપ્યું. રાજાની પાસે હવે પાણી સિવાય બીજું કાંઈજ રહ્યું નહિ. તેટલું પીને ભૂખનું દુઃખ મટાડવાનો રાજાએ વિચાર કર્યો. એટલામાં એક તરશ્યો ચંડાળ ત્યાં આગળ આવી પહોંચ્યો. અને કહેવા લાગ્યોઃ—"તરશને

લીધે મ્હારો કંઠ સોસાઈ જાય છે ને જીવ નીકળી જવા જેવું દુઃખ થાય છે. મ્હને થોડુંક પાણી પાશો તો પ્રભુ તમારૂં કલ્યાણ કરશે."

ત્હેનાં આવાં કાલાવાલાભર્યાં વચન સાંભળીને દયાળુ રાજાનું હૃદય પીગળી ગયું. ભૂખને લીધે તે બ્હેબાકળો થઈ ગયો હતો અને તરશ પણ ઘણીજ લાગી હતી, તેમ છતાં રાજાએ પોતાનું બધું પાણી ત્હેને પાઈ દીધું. ખ્યાલ કરો ! એ રાજા કેવો દયાળુ હશે તે વાતનો. આટઆટલા દિવસથી તે ભૂખ્યો તરશ્યો રહ્યો હતો છતાં ત્હેણે પોતાનાં સુખ દુઃખને લેશમાત્ર પણ લેખવ્યું નહિ અને પોતાનું ભર્યું ભાણું ખુશીથી બીજાઓને આપી દીધું ! પરોપકાર તે આજ કહેવાય. "જીવાય તો તે જગના ભલાંને મરાય તો તે જગનાં ભલાંને !" પણ એ અતિથિ થઇને આવેલા માણસો કાંઈ ખરેખરા ભિક્ષુક ન હતા. સાક્ષાત્ દેવો અતિથિનાં રૂપ લઈને રાજાનું પારખું જોવાને આવ્યા હતા. ત્હેમણે એને કસી જોયો અને એની જીવ દયા જોઈને તેઓ છક થઈ ગયા. પછી તેઓ એની આગળ પ્રત્યક્ષ પ્રકટ થયા પોતાનાં અસલ સ્વરૂપમાં અને કહેવા લાગ્યાકે:—"હે રંતિદેવ ! હમે પ્રસન્ન થયા છીએ ત્હારા ઉપર; ત્હારે જે જોઈએ તે ખુશીથી હમારી પાસેથી માંગી લે." પરંતુ ત્હેણે દેવોની પાસે કાંઈ કરતાં કાંઈ માંગ્યું નહિ, પરંતુ એટલીજ પ્રાર્થના કીધી કે "હે સ્વર્ગના દેવો ! આપ જો મ્હારા ઉપર ખરેખરા ખૂશ થયા હો, તો હું આપની પાસે એટલુંજ માંગી લઉં છું કે, મ્હારે હાથે હંમેશાં આવાંજ કામ થયાં કરો; જ્યાં સુધી હું જીવું ત્યાં સુધી દીન દુઃખીયારાનાં દુઃખ દૂર કરતો રહું, એવીજ સદ્બુદ્ધિ મ્હને આપજો."

રાજા રંતિદેવની આવી ઉદારવૃત્તિ જોઇને, બીજા બધા લોક પણ ત્હેની પેઠે પરોપકાર કરવા લાગ્યા. વાત એછે કે,

જેવા રાજા તેવીજ ત્હેની રૈયત પણ બને છે. રાજા દયાળુ હોય, તો તેની રૈયત કેમ દયાળુ નહિ થાય ? જુઓ, આપણા દેશમાં એવા દાનશૂર અને દયામૂર્તિ રાજા પણ થઈ ગયા છે. રાજા હરિશ્ચન્દ્ર, બલીરાજા, કરણરાજા, વિક્રમરાજા વગેરે દયાના સાગર સમા દાનવીર રાજાઓ આપણાજ દેશમાં થઈ ગયા છે. જીવદયા જેવાં કામ આપણે આપણી ફરજ સમજીને કરવાં જોઈએ અને એવાં પરોપકારનાં કામ કરીને કોઈ પ્રકારનાં ફળ કે લાભની ઇચ્છા રાખવી નહિ. એટલોજ સાર તરીકે આ વાર્તામાંથી લેશો, તો એ વાત વાંચ્યાની તમારી મહેનત પણ સફળ થયા વિના રહેશે નહિ. મોટા માણસોની મોટાઈ તેઓના આવા પરોપકારના ગુણનેજ આભારી છે.



# ૨૬. યાદવો અને યાદવાસ્થળી.

અત્યાર સુધીમાં ભાગવતની મુખ્ય ૨૫ વાર્ત્તાઓ ત્હમને કહી છે. પરંતુ એ ગ્રંથમાંહેની વધારે મહત્વ અને અગત્યની વાતો તો હજી કહેવાની બાકી છે. ભાગવતમાં વાર્ત્તાઓનો મુખ્ય વિષય યાદવોના ઇતિહાસનો છે. અને તેમાં પણ ખાસ કરીને શ્રીકૃષ્ણનાં ચરિત્ર અને લીલાઓનું વર્ણન મોટે ભાગે છે. એ સિવાયની બીજી સઘળી કથાઓ આડકતરી રીતે કહેલી છે. ભાગવતના લગભગ અરધો ભાગ યાદવવંશની વાર્ત્તાઓથી ભરાઈ ગયો છે. એ યાદવો કોણ? ક્યાંના? ત્હેમણે શું કામ કર્યું? તે હવે કહેવામાં આવે છે.

પુરૂના વંશમાં જે થયા ત્હેમને પૌરવ, કુરૂના વંશમાં જન્મેલાને કૌરવ, અને પંડૂ રાજાના પુત્રોને જેમ પાણ્ડવ કહે છે, તેજ પ્રમાણે યદુ રાજાના વંશમાં જેઓ જન્મ્યા હતા તેઓને યાદવ કહે છે. યદુ એ યયાતિનોજ પુત્ર હતો. યદુની પાછળ થએલી પ્રજા યાદવ કહેવાઈ. એ યાદવ કુળમાં ઘણા શૂરવીર અને કીર્ત્તિમાન રાજા થઇ ગયા છે. રાજા રાવણ કેવો ભયંકર અને પ્રતાપી હતો ? પણ એવા પરાક્રમી રાજાનો ગર્વ પણ જેણે ઉતાર્યો હતો, તે કાર્ત્તવીર્ય સહસ્રાર્જુનની વાત ત્હમે વાંચી ગયા. એ સહસ્રાર્જુન પણ યાદવવંશમાંજ જન્મ્યો હતો. તેમજ બળરામ, શ્રીકૃષ્ણ, અનિરૂદ્ધ વગેરે વીર પુરૂષો પણ એજ કુળમાં થઈ ગયા. શૌર્ય, ધૈર્ય, ઉત્સાહ, કીર્ત્તિ, ધર્મશ્રદ્ધા વગેરે સદ્દગુણોને માટે એ વંશ પ્રખ્યાત હતો, તોપણ શ્રીકૃષ્ણનો અવતાર ખલાસ થયા પછી એ વંશની દુર્દશા થઈ ગઇ અને થોડા વખત પછી તો એ યાદવ વંશનું નામ નિશાન પણ રહ્યું નહિ. તમે અજાયબ થશો અને

કારણ પૂછશો કે એમ શાથી થયું ? તો ખ્યાલ કરો, નીચેની લીટીઓમાં કવિ શું કહે છે ?

"યદુપુરી યાદવ યાદ આણો,
સુરા વિષે જીવ ભલો ભરાણો;
મુઆ મુકી સર્વ શરીર શુદ્ધિ,
વિનાશ કાળે વિપરીત બુદ્ધિ."

જે લોકો દારૂ જેવાં દુષ્ટ વ્યસનના ગુલામ બની જાય, અને છાકટાતૂર થઈને નજીવી ક્ષુદ્ર વાતને ખાતર માંહોમાંહ્ય વઢી પડે, ગાળાગાળી પરથી મારામારી ઉપર આવી જાય, અને પોતાનાં શસ્ત્રાવડે પરાયા શત્રુઓનો સંહાર કરવાને બદલે અરસપરસ પોતીકાજ માણસોનાં–ભાઈભાઈઓનાં ગળાં કાપવા મંડી જાય, તેવા લોકોનો ખોડો નીકળી જાય એમાં તે શી નવાઈ? રેતીના બેટમાંહેની રેતી માંહોમાંહ્ય ઘસાવાથી તેની અંદરથી અગ્નિ નીકળે છે ને દવ લાગે છે. થોડી વારમાં તેથી આખો બેટ બળીને ખાખ થઈ જાય છે. યાદવોની તેવીજ સ્થિતિ થઈ. યાદવોની માંહોમાંહ્યની આવી સાઠમારી થવાથી તેઓની ખુવારી નીપજી. એ ઉપરથી ગુજરાતી ભાષામાં 'યાદવાસ્થળી' એ શબ્દ એકજ દેશની પ્રજા કે એકજ કુટુંબના માણસોની પરસ્પર મારામારી એવા અર્થમાં રૂઢ થયો છે. 'યાદવાસ્થળી માંડવી' એટલે માંહોમાંહ્ય લડીને કપાઈ મરવું. યાદવોની આ વાત ઉપરથી ઘણો ઘણો બોધ લઈ શકાય તેમ છે. માંહોમાંહ્યની ફાટફુટથી હંમેશાં ત્રીજાનું બાજરૂં ફાવી જાય છે. 'ઘર ફુટે ઘર જાય' તથા બેની 'લડાઈમાં ત્રીજો ફાવી જાય' એવી કહેવતો એ ઉપરથીજ પડી છે. આપણા હિન્દના ઇતિહાસમાં એવી માંહોમાંહ્યની ફાટફુટ અને યાદવા-સ્થળીના અનેક બનાવો નોંધાએલા છે. અને આપણા દેશમાં

મુસલમાન, યૂરોપીયન વગેરે પરદેશી પ્રજા ઘુસી જવા પામી તે પણ એવી યાદવાસ્થળીને લીધેજ. માંહોમાંહ્યના કજીયા કંકાસને વિફરી જવા દેશો નહિ, તોજ તમારા દેશની કીર્ત્તિ ઉજળી થશે. સંપથી સહુ સાથે હળીમળીને ચાલશો, અને સહકાર કરશો, તોજ તહમારા દેશનું ગુમાવેલું ગૌરવ પાછું મેળવી શકશો. 'સંપ ત્યાં જંપ' એવી કહેવત છે અને કવિ નર્મદાશંકરે પણ એજ મતલબથી યોગ્ય બોધ આપતાં કહ્યું છે કે "સંપે સોહે સહુ જાત," તથા "વિના સુસંપની પડી ટળી જશે ન રોગ ભાર રે." ઉપરની વાતમાંથી આટલો બોધ લઈ શકાય તેમ છે.



# ૨૭. ઘણું કરે તે થોડાને માટે.

## ( દેવકી અને કંસની વાર્તા )

યાદવ વંશમાં શૂરસેન નામે એક રાજા થઈ ગયો. મથુરામાં રહીનેજ તે રાજ્યનો કારભાર ચલાવતો હતો. તેથી લોકો મથુરાનેજ યાદવ રાજાની રાજધાની સમજવા લાગ્યા. એ શૂરસેનને વસુદેવ કરીને એક પુત્ર હતો. તે ભારે ઠાઠમાઠથી કંસ રાજાની બ્હેન દેવકીની સાથે પરણ્યો. લગ્નનો સમારંભ ખલાસ થઈ ગયા બાદ, વસુદેવ ત્યાંથી જવાને નીકળ્યા, તે વખતે પોતાનાં બ્હેન બનેવીને વળાવવાને કંસ સેંકડો સોનાના રથ લઈને વાજતે ગાજતે ભારે ભપકાભેર તેઓની પાછળ નીકળી પડયો, એટલુંજ નહિ પણ પોતાની બ્હેન દેવકીને ખાસ રીઝવવા ખાતર ત્હેના રથને હાંકવાનું કામ ત્હેણે જાતે કર્યું. ભાઈ બ્હેનબનેવીના રથનો સારથી બનીને ઘોડા હાંકી રહ્યો છે, તે જોઈને લોકોને પણ ઘણી અજાયબી લાગી. પરંતુ ભાઇનો બ્હેન બનેવી પ્રત્યેનો એવો મમતાળુ હેતભાવ ક્ષણિકજ નીવડયો. તે રથને હાંકી રહ્યો હતો, એવામાંજ નીચે મુજબ ત્હેના કાનપર શબ્દો પડ્યાઃ—"મૂર્ખ કંસ! જે બ્હેનને ભારે ઠાઠમાઠથી તું ત્હેને સાસરે વળાવી લઈ જાય છે, તેજ બ્હેનનાં આઠમા સંતાનને હાથે ત્હારૂં મોત છે." આવી આકાશવાણી સાંભળતાં વારને કંસના મનમાં બ્હેનના પ્રત્યે જે અંતરનો ઉમળકો હતો, તે ફીક્કો પડી ગયો. ત્હેના પ્રેમનું ગુસ્સામાં રૂપાન્તર થઈ ગયું અને તે રાતો પીળો થઈને હાથમાં તરવાર લઈને બ્હેનના પર ધસી આવ્યો. દેવકીને ઠાર કરવાને એકદમ તૈયાર થઈ ગયો. ત્યારે વસુદેવે ત્હેને બહુ બહુ વાર્યો અને કહ્યું કે, 'આવું અવિચારી કામ ત્હમારા જેવા સુજ્ઞને છાજતું

નથી.' પણ તે કશાની એનાં મન પર જરાયે અસર થઈ નહિ. કંસ સ્વભાવે દુષ્ટ હતો, અને તેથી તે પોતાની હઠ છોડતો ન હતો. છેવટે વસુદેવે યુક્તિથી કંસનું મન મનાવતાં કહ્યું કે, "ત્હમને ત્હમારી બ્હેન તરફનો તો ડર છેજ નહિ; જે ડર છે તે એની પ્રજા તરફનો છે. તેને માટે હું પ્રતિજ્ઞા કરૂં છું કે, એને પેટ જે જે પ્રજા થશે, તે તે હું ત્હમારે સ્વાધીન કરી દઈશ." એ વાત કંસને ગળે ઉતરી. પોતાની બ્હેનની હત્યા કરવાનો વિચાર ત્હેણે માંડી વાળ્યો, અને દેવકી તથા વસુદેવને નિર્ભયપણે પોતાને ઘેર જવા દીધાં. સારાંશ, ઘણીવાર જે કામ બળથી નથી થતું તે કળથી થાય છે. દુષ્ટ માણસો પોતાના સ્વાર્થને ખાતર પોતાનાં સગાં સંબંધીનો સુદ્ધાં જીવ લેતાં અચકાતા નથી.



# ૨૮. દુષ્ટને દયા ક્યાંથી?

## ( કંસે કરેલી બાળહત્યાની વાર્ત્તા )

કંસના મનમાં કાંઇ કાંઇ તર્કવિતર્ક થવા લાગ્યા. મનુષ્યને પુત્રનો જન્મ થવો દુર્લભ છે. પુત્ર જન્મ્યા પછી કયો બાપ પોતાના પુત્રને મારી નાંખવા સારૂ બીજાને સોંપવા તૈયાર થાય? તો આવા સંજોગોમાં વસુદેવ પોતાનું બોલ્યું પાળશે તેની શી ખાતરી? એટલા માટે વસુદેવ અને દેવકી એ બન્નેને સખ્ત પહેરા હેઠળ નજર કેદ કરવાં, એજ વધારે સલામતી ભર્યું છે. પણ એ વિચારને અમલમાં મુકવાનું સહેલું ન હતું. કારણ કે કંસનો બાપ ઉગ્રસેન રાજગાદી પર હોવાથી, સઘળી સત્તા ત્હેના હાથમાં હતી. પિતાની પરવાનગી વગર કંસથી કાંઇ નીપજે તેમ નહતું. કંસ પોતાનો મતલબ પાર પાડવા ખાતર કાંઇ પણ કુકર્મ કરતાં પાછી પાની કરે તેવો ન હતો. પોતાના માર્ગમાં જે અડચણ નડતી હતી તે દૂર કરવા સારૂ કંસે પોતાનાં બાપને ગાદી પરથી ઉઠાડી મૂક્યો અને ત્હેને કેદમાં નાંખ્યો. રાજ્યની બધી લગામ પોતાના હાથમાં લઇ લીધી, અને છેવટે પોતાનો કક્કો ખરો કર્યો.

વસુદેવ અને દેવકી એ બન્નેને કેદખાનામાં પૂર્યાં. ત્યાં દેવકીને એક પુત્ર સાંપડ્યો. એ ત્હેનો પહેલો પુત્ર હતો. વસુદેવે કબૂલાત પ્રમાણે એ પુત્રને કંસને સોંપી દીધો. એ પહેલા પુત્ર તરફથી મ્હને પોતાને કાંઈ બ્હીવા જેવું નથી, તેથી એને મારવાની જરૂર નથી, એવો વિચાર પ્રથમ કંસના મનમાં સ્ફુર્યો હતો. પણ ત્હેનું એ શાણપણ ઝાઝું ટક્યું નહિ. કેમકે, કંસનો સ્વભાવ દુષ્ટ અને શંકાશીલ હતો. તેથી એના મનનું વલણ થોડી

વારમાં બદલાઇ ગયું. અને એણે તે પુત્રને ઠાર કર્યો. એ પ્રમાણે કંસે દેવકીનાં બીજાં છ સંતાનોને વારા ફરતી ઝબે કરી નાંખ્યાં. દેવકીનો સાતમો ગર્ભ જન્મતાં પહેલાંજ નાશ પામ્યો. વસુદેવને ઘણી સ્ત્રીઓ હતી, તે માંહેની એક રોહિણી કરીને હતી. ત્હેને પણ એ સમયે ગર્ભ રહ્યો હતો. ત્હેના જીવને કાંઈ હાનિ ના પહોંચે એટલા માટે વસુદેવે ત્હેને પોતાના એક મિત્ર નંદને ઘેર ગોકુળ મોકલી દીધી હતી. એ નંદ ગોકુળના સઘળા ગોવાળોનો સરદાર હતો. એ રોહિણીને પણ ત્યાં એક પુત્ર જન્મ્યો. ત્હેનું બળરામ એવું નામ પાડવામાં આવ્યું. સારાંશ, પોતાની મતલબ પાર પાડવા ખાતર દુષ્ટ માણસો ગમે તેવું પાપ કર્મ કરતાંયે અટકતા નથી. એવા દુષ્ટોને કોઈના પર પણ હેત હોતુંજ નથી, તો પછી દયાની લાગણી ક્યાંથી હોઈ શકે ? કૂડકપટ અને છળબળથી તેઓ પોતાનાં મનનુંજ ધાર્યું કરે છે.



# ૨૯. છોકરાંની અદલા બદલી.

## ( વસુદેવે કરેલી યુક્તિ. )

દેવકીનો સાતમો ગર્ભ કુદરતી રીતેજ નાશ પામ્યો, તે વખતે કંસને ટાઢે પાણીએ ખસ દૂર થઈ ગયા જેવુંજ લાગ્યું. પરંતુ તરતજ હેના સાંભળવામાં આવ્યું કે, દેવકીને આઠમી વારનો ગર્ભ રહ્યો છે. ત્યારે તે ચેતી ગયા કે, હવે મ્હારો ખરેખરો શત્રુ અવતરશે. તેથી જે જગોએ વસુદેવ તથા દેવકીને કેદ કરી રાખ્યાં હતાં, ત્યાં આગળ કંસે બંદોબસ્ત એકદમ સખ્ત કરી દીધો. કેદખાનાંની આસપાસ સિપાહીઓનો પહેરો મૂકી દીધો, અને દેવકી તેમજ વસુદેવના ઉપર સખ્ત જાપતો રાખવાની તેઓને વરદી આપવામાં આવી.

શ્રાવણ વદ આઠેમને દિવસે બાર વાગતાને સુમારે દેવકીની કુખે શ્રી કૃષ્ણે જન્મ ધારણ કર્યો. તે વખતે સમય મધરાતનો હોવાથી કંસને તાબડતોબ ખબર મળી શકી નહિ. શ્રીકૃષ્ણનું અદ્‌ભુત રૂપ જોઈને વસુદેવ અને દેવકીની આનંદની પાર રહ્યો નહિ. વાત એ હતી કે કૃષ્ણ ચાર હાથવાળા જન્મ્યા હતા. ત્હેમની આવી ચતુર્ભુજ મૂર્ત્તિ જોઈને ત્હેમનાં માતાપિતા પોતાનાં બાળકની સ્તુતિ કરવા લાગ્યાં. પછી ત્હેમણે કહ્યું કે, કૃપા કરી આપ આ રૂપને છુપાવી દો. હમે યોગ્ય નથી એ રૂપનાં દર્શન કરવાને. સામાન્ય બાળકની પેઠે આપ બે હાથવાળા બની જાઓ.

તે સાંભળીને શ્રીકૃષ્ણ બે હાથવાળા બની ગયા. ત્હેમણે પોતાનું અદ્‌ભુત રૂપ છુપાવી દીધું.

ત્યારબાદ શ્રીકૃષ્ણે પોતાના પિતાને કહ્યું કે, તમે મ્હને ગોકુળમાં મુકી આવો. ત્યાં નંદની સ્ત્રી યશોદાને પણ આજે એક

પુત્રી જન્મી છે. ત્હમે મ્હને એ યશોદાની પાસે મુકી આવો અને મ્હારા બદલામાં યશોદાની એ કન્યાને ત્હમે અંહિ લેતા આવજો. તરતના જન્મેલા આ બાળક કૃષ્ણનું કહેવું વસુદેવને પણ વ્યાજબી લાગ્યું. સમય પણ અનુકૂળ થઈ પડે તેવો હતો. અંધારી ઘોર મધરાત હતી અને બધે ચૂપચાપ તથા સૂમસામ ભાસતું હતું. વસુદેવ પોતાનાં મનમાં ને મનમાં અકળાયા કરતા હતા કે જવાશે કેમ કરીને. એટલામાં ભગવાનની માયાથી ત્હેમની બેડીઓ આપોઆપ ખુલી ગઈ. પહેરેગીરો પણ ભર ઉંઘમાં પડ્યા હતા. તે જોઇને વસુદેવના જીવમાં જીવ આવ્યો. હરખભેર ત્હેમણે બાળક કૃષ્ણને કપડામાં વીંટાળી દીધા. પછી તે એમને લઈને ત્યાં આગળથી હળવે રહીને સરકી પડ્યા. જોતજોતામાં વસુદેવે યમુના નદી ઓળંગી નાંખી અને ગોકુળમાં નંદને ઘેર જઈ પહોંચ્યા. ત્હેમણે ત્યાં જઇને શ્રીકૃષ્ણને યશોદાની પાસે સૂવાડી દીધા, અને એ યશોદાની પાસે સૂઈ રહેલી ત્હેની કન્યાને પોતે ઉપાડી લીધી, અને પોતે ગુપચુપ ત્યાં આગળથી સટકી ગયા, અને હળવે રહીને પોતાની તુરંગમાં આવી પહોંચ્યા. ત્હેમનાં આવવા જવાની કોઈનેજ ખબર પડી નહિ. ઇશ્વરની માયાથી યશોદાને પણ આ અદલાબદલીની વાત અજાણી રહી. યશોદાને પ્રસૂતિની વેદના સખ્ત થવાથી મૂર્છા આવી ગઈ હતી, તેથી પોતાને પુત્ર સાંપડયો છે કે પુત્રી એ વાતનું તે વખતે એને ભાન ન હતું. બીજે દિવસે સ્હવારે સાવધ થઈને જુએ છે, તો બાળક કૃષ્ણ ત્હેના જોવામાં આવ્યા. પોતાને પુત્ર સાંપડયો છે, એવું જાણતા વારને યશોદાના હરખનો પાર રહ્યો નહિ.

આણી તરફ વસુદેવના પગમાં પાછી બેડીઓ પડી ગઈ. કન્યાનાં રૂદનનો અવાજ સાંભળીને દ્વારપાળોએ જઈને કંસને ખબર કરી દીધી કે દેવકીને કાંઈ બાળક પ્રસવ્યું છે. તે સાંભળીને

કંસ ઝટ કરતો ઉઠયો અને તે બાળકને મારવા સારૂ દેવકીની પાસે આવી પહોંચ્યો. કંસને આવેલો જોઈને દેવકીએ ત્હેને ઘણી નરમાશથી કહ્યું કે, "હે ભાઈ! આ કન્યા ત્હમારી ભાણેજ થાય. એને મારવી એ ત્હમને છાજતું નથી. ત્હમે મ્હારા ઘણા પુત્રોને મારી નાંખ્યા, હવે કૃપા કરીને આ કન્યાને તો જીવતી રહેવા દો. મ્હારે પેટ બીજી કોઈ પ્રજા નથી. હું એ મ્હોંજોઈ કન્યાનું મ્હોં જોઈને જીવતી રહેવા પામીશ. મ્હારી ત્હમને એટલીજ પ્રાર્થના છે કે મ્હારા પર દયા લાવીને આ કન્યાને ઉગારો." પણ કંસનો સ્વભાવ ઘણો ઘાતકી અને તુચ્છ હતો. બ્હેનના કાલાવાલાને એણે જરાપણ લેખવ્યાં નહિ. દેવકીની સોડમાંથી કન્યાને એકદમ ઉપાડી લીધી અને ત્હેના બન્ને પગ પકડીને જોસથી પત્થરની શિલા ઉપર ત્હેને પછાડી. તે કન્યા પણ કાંઈ સાધારણ કન્યા ન્હોતી કે ઝટ મરણ પામે; એ તો સાક્ષાત્ ઈશ્વરની માયા હતી. કંસે જેવી ત્હેને પત્થર પર પટકી કે તરતજ તે દડાની માફક ઉછળીને આકાશમાં જતી રહી અને ત્યાં જઈને આઠ ભુજાવાળી દેવી બનીને કહેવા લાગી:—"અરે મૂર્ખ! મ્હને મારવાથી ત્હને શો લતીજો મળ્યો? પણ ત્હને મારનારો તો કયારનો યે પેદા થઈ ગયો છે. માટે જરા સંભાળજે, કોઈ બાળકની નાહક હિંસા કરીશ નહિ." એટલું કહીને તે દેવી કોણ જાણે કયાંની કયાં અલોપ થઈ ગઈ. ત્હેના આવા શબ્દ સાંભળીને કંસના તો હોંસકોસજ ઉડી ગયા. માયાનું અદ્ભુત રૂપ જોઈને પણ તે દિઙ્મૂઢ બની ગયો હતો. બ્હેનનો અત્યાર લગી નિરર્થક છળ કર્યો, સાર કશો નીકળ્યો નહિ અને મહેનત બધી છૂટી પડી. કારણકે, પોતાના વૈરીનો તો આખરે પત્તો નાજ લાગ્યો! એવા ખેદ અને પશ્ચાત્તાપભર્યા વિચારોથી ત્હેનું નાસીપાસ થએલું મન ઉકળવા લાગ્યું. શત્રુની ભાળ

હવે કેમ કરીને કાઢવી, તે વાતની એના જીવને ઘણી અકળામણ થવા લાગી. કંસના પ્રધાને આખરે એવી સલાહ આપી કે, રાજ્યમાં જેટલાં નાનાં બાળક હોય, તેટલાં બધાંને મારી નંખાવીશું તો આપણો શત્રુ પણ તેઓના ભેગો માર્યો જશે. કંસના દુષ્ટ સ્વભાવને એ સલાહ ઘણી ગમી ગઈ તેથી તરતજ તેનો અમલ કરવાની એણે વરદી આપી દીધી. સારાંશ, પ્રભુની કળા અજબ છે. રામ રાખે ત્હેને કોઈ ના ચાખે. પ્રભુને જેને જીવાડવાની ઇચ્છા છે, ત્હેનો વાંકો વાળ સરખો થઈ શકતો નથી. માણસનું ધાર્યું કાંઈ થતું નથી. તેથીજ કહ્યું છે કે "રહે દૂર નિર્ધાર્યું ધાર્યું, ધાર્યું ધરણીધરનું થાય." નરસિંહ મહેતાએ પણ એજ મતલબથી કહ્યું છે કેઃ—"નીપજે નરથી તો કોઈ રહે નવ દુઃખી ભવનપર ભવનપર છત્ર દાખે!" તથા "હું કરૂં હું કરૂં એજ અજ્ઞાનતા શકટનો ભાર જેમ શ્વાન તાણે." આપણા શાસ્ત્રમાં એટલા માટે ઇશ્વરની વ્યાખ્યાજ એવી કરેલી છે કે, કરવું, ના કરવું તથા એ બન્ને સ્થિતિમાં ફેરફાર કરવાની શક્તિ જેને વિષે છે, એવું તત્વ તે ઇશ્વર. પણ કંસ જેવા દુષ્ટ અને પાપી માણસને પ્રભુનાં એવાં ચમત્કારિક માહાત્મ્યનું ભાન ક્યાંથી હોય? પ્રભુના ભકતને પણ ઉની આંચ આવી શકતી નથી તો, સાક્ષાત્ ઇશ્વરનો નાશ કંસને હાથે કેમ કરીને સંભવી શકે?



# ૩૦ કૃષ્ણની બાળલીલા.

રાજ્યમાંહેનાં સઘળાં નાનાં નાનાં બાળકોને પકડી પકડીને મારવાનું કામ પૂતના નામની રાક્ષસીને કંસે સોંપ્યું હતું. શહેર, ગામ, કે જંગલને વિષે જ્યાં જ્યાં જે કોઈપણ નાનું ચેલકું એ પૂતનાની નજરે પડતું ત્હેને તે ઠાર કર્યા વિના રહેતી નહિ. એમ કરતી કરતી તે ગોકુળ સુધી આવી પહોંચી. પૂતનાએ તે વખતે સુંદર સ્ત્રીનો વેશ ધારણ કર્યો હતો. ત્હેના દેખાવ ઉપરથી તો જાણે કોઈ દેવી ના હોય એવી તે જણાતી હતી. ગોકુળનાં બાળકોની આમ ક્રુરપણે ખબર લેતી લેતી છેવટે તે યશોદાનાં ઘર આગળ આવી પહોંચી. નંદ તે વખતે કાંઈક કામ પ્રસંગે બહાર ગયા હતા. પૂતનાનાં દોરદમામ અને તેજસ્વી રૂપથી યશોદા વગેરે ગોપીઓ એવી અંજાઈ ગઇ હતી કે કોઇએ ત્હેને અંદર જતાં ખાળી નહિ. પૂતનાએ ઝટ કરતા બાળક કૃષ્ણને ઉંચકી લીધા અને પોતાના ખોળામાં બેસાડી દીધા. પૂતનાએ પોતાના સ્તનપર ભયંકર જાલિમ ઝેર લગાડ્યું હતું. એ ઝેરનું ભરેલું સ્તન ત્હેણે કૃષ્ણના મુખમાં આપ્યું. કૃષ્ણ સાક્ષાત પરમાત્માનોજ અવતાર હતા. પૂતના રાક્ષસીનું કપટ એમને અન્તર્યામીને કદી અજાણ્યું હોય? અને ગમે તેવા ઝેરની પણ પરમાત્માને શી અસર થઈ શકે? કૃષ્ણે તો ત્હેનાં બન્ને સ્તન પકડીને એટલાજોરથી સ્તનપાન કરવા માંડ્યું કે ત્હેનાં શરીરનું રક્ત સુદ્ધાં ત્હેમણે એ રીતે નીચોવી લીધું અને છેવટે ત્હેના પ્રાણ સુદ્ધાં પીગયા! રાક્ષસીને પ્રાણાંતક વેદના થવા લાગી. તે એકા એક ચીસ પાડી ઉઠી:—"છોડ! છોડ!" પણ હવે કૃષ્ણ કાંઈ ઓછા જીવ લીધા વગર એને છોડવાના હતા? મરતી વખતે તે રાક્ષસી ઉછળીને ગોકુળની બહાર જઈને પડી. શ્રીકૃષ્ણ પણ

હેની સાથેજ ગયા હતા. મરતી વખતે પૂતનાનું રૂપ પણ ઘણું બીહામણું બની ગયું હતું. ત્હેની કારમી ચીસ અને ભયંકર દેદાર જોઈને સઘળા લોકો છળી મરતા હતા. શ્રીકૃષ્ણને ત્હેની છાતી પર રમતા ગોકુળવાસીઓએ દીઠા. ગોપીઓએ ત્હેમને ઝટ ઓળખી કાઢયા અને યશોદાની પાસે તેઓ એમને મુકી આવી. યશોદા અંતરના ઉમળકાથી પોતાના પુત્રને લાડ લડાવવા લાગી. મંત્ર ભણીને ત્હેણે પોતાના બાળક પર પાણી છાંટયું. ભગવાનનું નામ લઈને ત્હેનાં શરીર પર બધે હાથ ફેરવવા લાગી. પછી યશોદાએ કૃષ્ણને દૂધ પીવડાવીને પારણામાં સૂવાડી દીધા. પૂતનાનાં મરણના અદ્ભુત સમાચાર સાંભળીને ગોપ ગોપીઓ સઘળાંજ અજાયબ થઇ ગયાં. શ્રીકૃષ્ણ આવી ભયંકર આફતમાંથી બચી ગયા એવું જાણીને નંદ પણ ખુશ ખુશ થઇ ગયા.

એક વખત યશોદાએ કૃષ્ણને સારી પેઠે ન્હવડાવી ધોવડાવી, સારાં કપડાં પહેરાવીને ખાટ પર સૂવાડ્યા. પછી પોતે પોતાને કામધંધે વળગી ગઈ. જે ખાટના ઉપર કૃષ્ણને સૂવાડ્યા હતા તેની પાસેજ એક ગાડું હતું. તે ગાડામાં એક અસુર આવીને છુપાઈ બેઠો. તમે પૂછશો કે એ અસુર કોણ અને તે શા માટે આવ્યો હશે? પૂતનામાર્યા ગયાના સમાચાર કંસથી અજાણ્યા રહ્યા ન્હોતા. કંસને તેથી ભારે અજાયબી તેમજ ચિન્તા ઉપજી હતી. તેથીજ ત્હેણે ચ્હીડાઈને યશોદાના આ બાળક કૃષ્ણને મારી નાંખવા સારૂ ખાસ એક રાક્ષસને મોકલી આપ્યો હતો. યશોદા ના હોય તેવો લાગ જોઈને કૃષ્ણને મારી નાખવાનું કામ ત્હેને સોંપવામાં આવ્યું હતું. તે રાક્ષસ છાનોમાનો આવીને પેલાં ગાડાં નીચે ભરાઈ બેઠો હતો. કોઈ કરતાં કોઈના જોવામાં આવ્યો નહિ. પણ કૃષ્ણે ત્હેને દીઠો અને તે એકદમ ચેતી

ગયા કે એતો મ્હારી ખબર લેવાને આવ્યો છે. કૃષ્ણે ઉલટા ત્હેનાજ ખબર લઈ નાંખ્યા. ભૂખ લાગતાં બાળક જેમ રડે છે, તેમ ત્હેમણે રડવા માંડયું. યશોદા પોતાનાં કામકાજમાં રોકાએલી હોવાથી કૃષ્ણનાં રૂદનનો અવાજ ત્હેના સાંભળવામાં આવ્યો નહિ. રડતી વખતે બાળક પોતાના હાથપગ જોરથી ઉછાળી ગમે તેમ પછાડે છે. એમ કરતાં કરતાં કૃષ્ણે એક વખત પગ એટલા તો જોસથી પછાડયા કે તેના ધક્કાથી આખું ગાડું ઉંધું વળી ગયું. તે રાક્ષસ જે એ ગાડા તળે ભરાઈ બેઠો હતો, તે એ ગાડાં નીચે દબાઈ ગયો. ગાડાંના ભારથી ચગદાઈને મરણ પામ્યો. કૃષ્ણને મારવા આવેલો આમ પોતેજ માર્યો ગયો. ગાડું ગબડી પડવાનો ખખડાટ સાંભળીને યશોદા તેમજ નંદ વગેરે ત્યાં દોડી આવ્યાં. આવીને જુએ છે તો ગાડું ઉથલી પડયું છે અને તેની હેઠળ એક દૈત્ય કચરાઈને મરણ પામ્યો છે. એ દૈત્યનું નામ શકટાસુર પડી ગયું. કૃષ્ણને મારવાને ગાડાં તળે ભરાઈ બેઠો હતો અને તેવીજ હાલતમાં મરણ પામ્યો તેથી લોકો એને શકટાસુર કહેવા લાગ્યા. ગોકુળમાં વાત બધે ફેલાઈ ગઈ કે, યશોદાનાં બાળકે શકટાસુર દૈત્યને મારી નાંખ્યો. શકટાસુર માર્યા ગયાના સમાચાર સાંભળીને કંસને પહેલાના કરતાંયે વધારે ક્રોધ ઉપજ્યો. તેથી ત્હેણે આ વખત તૃણાવર્ત્ત નામના બીજા એક રાક્ષસને કૃષ્ણને મારવાને માટે મોકલી આપ્યો. કંસની આજ્ઞા લઈને તે ગોકુળ તરફ આવવાને નીકળી પડયો. રાક્ષસો ઘણા માયાવી હોય છે. તૃણાવર્ત્ત પણ તે પ્રમાણે પોતાની જાદૂઈ માયા પ્રકટ કરવા લાગ્યો. ધૂળ ઉરાડતો ઉરાડતો અને એ પ્રમાણે ઉડી રહેલી ધૂળમાં લપાતો છુપાતો તે છેક યશોદાના મકાનની અંદર ઘુસી ગયો. શ્રીકૃષ્ણ તે વખતે પોતાની માતાની સોડમાં ભરાઈને દૂધ પીતા હતા. ચોગરદમ ઉડી રહેલી ધૂળ અચાનક ત્હેમના જોવામાં આવી.

કૃષ્ણ તરતજ ચેતી ગયા કે આ કોઇ રાક્ષસનું કપટ છે. ત્હેમણે વિચાર્યું કે આમને આમ વંટોળીઆના રૂપમાં એ જો મ્હારી પાસે ચાલ્યો આવશે, તો મ્હને મારી માતા સહિત ઉપાડીને ક્યાંનો ક્યાં લઈ જશે. તેથી ત્હેમણે માતાને ખસેડવાને એક યુક્તિ રચી. એકાએક ત્હેમણે પોતાનું શરીર એવું તો ભારે અને સંગીન બનાવી દીધું કે ત્હેમની માતાથી એ ભાર ખમાયો નહિ. આખરે તે કંટાળીને કૃષ્ણને એકલા મુકીને ત્યાં આગળથી ચાલી ગઈ. શ્રીકૃષ્ણને એકલા જોઈને તે રાક્ષસ એકદમ એમને ઉપાડીને ચાલતો થયો. પોતાની રાક્ષસી માયાથી તે વખતે પણ એણે ધૂળ એટલી બધી સખ્ત ઉરાડી હતી કે કઈ વખતે તે એમને ઉડાવી ગયો, તે કોઇ કરતાં કોઇએ પણ દીઠું નહતું. થોડી વારમાં પાછી યશોદા ત્યાં આવીને જુએ છે, તો કૃષ્ણ ના મળે. એકાએક આમ પોતાના પુત્રને ગુમ થએલો જોઈને યશોદા રડવા કકળવા લાગી. ત્હેના રડવાનો અવાજ સાંભળીને આસપાસની પાડોશણ ગોપીઓ પણ ત્યાં આવી પહોંચી. સઘળાં કૃષ્ણની ખોળાખોળ કરવા મંડી ગયાં. ઘરમાં બધે કકળાટ અને હાહાકાર મચી રહ્યો.

આણી તરફ તૃણાવર્ત્ત કૃષ્ણને લઈને મથુરા તરફ ચાલવા લાગ્યો. પરંતુ શ્રીકૃષ્ણ ઓચીંતા એટલા તો ભારે થઈ ગયા કે ત્હેમનો ભાર એ રાક્ષસને ભારે થઈ પડ્યો. કૃષ્ણના ભારથી તે એવો તો અકળાઈ ગયો હતો કે તૃણાવર્ત્ત હવે એમને પડતા મુકવાની ઇચ્છા કરવા લાગ્યો. પરંતુ શ્રીકૃષ્ણે એનું ગળું એટલા જોરથી પકડી રાખ્યું હતું કે તે એમને છુટા કરી શક્યો નહિ. પછી કૃષ્ણે ઓચીંતું ત્હેનું ગળુ એવા જોસથી દાબ્યું કે ત્હેના પ્રાણ નીકળી ગયા. તે એકદમ એક શિલા પર પટકાઇ પડ્યો અને ત્હેના ભૂકે ભૂકા નીકળી ગયા. શ્રીકૃષ્ણ તે વખતે

શરીર ઉપર ચઢીને રમત કરવા લાગ્યા. થોડીક વાર પછી ગોપીઓ જ્યારે ત્યાં આગળ કાંઇક કામ પ્રસંગે આવી, ત્યારે ત્હેમણે કૃષ્ણને તે શિલા પર રમતા દીઠા. હરખભેર તે ગોપીઓએ કૃષ્ણને ઉંચકી લીધા અને યશોદાની પાસે ત્હેમને મુકી આવી. યશોદા પણ પોતાના પુત્રને જીવતો જોઇને હદ ઉપરાંત ખુશખુશ થઈ ગઇ. બધાંનાં રડતાં મ્હોં ફરીથી રાજી થયાં. નંદ તેમજ યશોદાને એમજ લાગ્યું કે હમારો પુત્ર નવે અવતારે આવ્યો છે. યશોદા વારંવાર પોતાના પુત્રનું માથું સુંઘવા લાગી અને ત્હેમને ખોળામાં બેસાડીને દૂધ પીવડાવવા મંડી ગઈ. ત્યાર પછી એક વખત કૃષ્ણે બગાસું ખાતાં મ્હોડું પહોળું કર્યું, તે વખતે યશોદાને એમનાં મુખમાં પૃથ્વી, આકાશ, સૂર્ય, ચન્દ્ર વગેરે સમસ્ત બ્રહ્માણ્ડનાં દર્શન થયાં. યશોદા તો એ પ્રસંગે આભી બનીને એ ચમત્કાર જોઈજ રહી.

કૃષ્ણ જેમ જેમ મોટા થયા તેમ તેમ વધારે મસ્તીખોર અને અળવિતરા બન્યા. પાડાપાડોશીનાં ઘરમાં ઘુસી જઈને ગાય દોહવાતાં આગમચ વાછરડાંને છોડી મુકતા. કોઇ વેળા ત્હેના ઘરમાં પેસીને દૂધ દહીં માખણ વગેરેની મીજબાની ઉડાવતા. ઉંઘી ગએલા નાનાં બાળકોને ચીમટાં દઈને રોવડાવતા. એવાં અનેક પ્રકારનાં છંર કાઢતા. એક વખત યશોદા કૃષ્ણને દૂધ પીવડાવી રહી હશે, તેવામાં દેવતાપરનું દૂધ ઉકળવા લાગ્યુ. તે જોઈને કૃષ્ણને પડતા મૂકીને યશોદા દૂધ સમાલવાને દોડી ગઈ. કૃષ્ણનો તેથી એકદમ મિજાસ જતો રહ્યો. યશોદા દૂધ ઉતારવાની ખટપટમાં રોકાઇ હતી, તે દરમ્યાન એમણે એકાએક દહીંનું માંટલું ફોડી નાંખ્યું અને અંદર જઇને તે માખણ ખાવા મંડી ગયા. યશોદા આવીને જુએ તો દહીં બધું ઢળી ગયું છે. માંટલાંના કકડા થઇ ગયા છે. તે તરત સમજી ગઇ કે આ મ્હારાં બાલુડાંનુંજ

પરાક્રમ છે. યશોદા અંદરના ઓરડા તરફ પાછી ફરીને નજર કરે છે તો બાળારાજા અંદર માંખણની મીજબાની કરી રહ્યા છે! તે જોઇને હાથમાં એક લાકડી લઈ ને કૃષ્ણને પકડવા સારૂ યશોદા હળવે રહીને નીકળી પડી. માતાનાં પગલાંનો અવાજ સાંભળતા વારને કૃષ્ણે ત્યાં આગળથી ગબરડી મુકી ને પોબારા ગણી ગયા. યશોદાએ પણ ત્હેમની પાછળ દોટ મુકી. આગળ કૃષ્ણ અને પાછળ યશોદા, એમ કરતાં યશોદાએ છેવટે કૃષ્ણને પકડ્યા અને ત્હેમને ખુબ ધમકાવ્યા. શ્રીકૃષ્ણ રોવા લાગ્યા. યશોદાએ જોયું કે હવે કૃષ્ણ સખ્ત ડરી ગયા છે, ત્યારે ત્હેણે હાથમાંહેની લાકડી ફેંકી દીધી. પછી યશોદાએ ત્હેમને દોરડા વતી બાંધવાનો વિચાર કર્યો. મહામુસીબતે કૃષ્ણને તે ઉખલની સાથે બાંધી શકી. યશોદાનાં મકાનના ચોગાનમાં બે ઝાડ હતાં. આગલા જન્મમાં તેઓ બન્ને કુબેરના પુત્રો હતા અને નારદ ઋષિના શ્રાપથી તેઓ ઝાડ બની ગયા હતા. નારદના તેઓએ જ્યારે ઘણા કાલાવાલા કર્યા, ત્યારે ત્હેમણે પોતાના શાપનો અનુગ્રહ કરતાં કહ્યું હતું કે, કૃષ્ણ જ્યારે વ્રજમાં અવતાર લેશે ત્યારે ત્હમારો એ વૃક્ષયોનિમાંથી છૂટકારો થશે. તે પ્રમાણે નારદના એ શાપમાંથી છૂટા થવાનો યોગ્ય અવસર તેઓને માટે હવે આવી પહોંચ્યો. કૃષ્ણને ઉખલ (ખાંડણીયા)ની સાથે દોરડાવતી બાંધ્યા હતા, તેવીજ હાલતમાં ઉખલ સહિત ઘસડાતા ઘસડાતા તે બહાર ચોગાનમાં આવી પહોંચ્યા. પેલા બન્ને વૃક્ષોની વચ્ચે થઇને જેવા તે પસાર થયા કે તરતજ તે બન્ને ઝાડ મૂળમાંથી ઉખડી ગયાં. પેલા કુબેર પુત્રોનો વૃક્ષયોનિમાંથી છુટકારો થઇ ગયો અને તેઓ પોતાના ગન્ધર્વ લોકને વિષે ચાલ્યા ગયા. કૃષ્ણનું આ અદ્‌ભુત કામ ઘણા લોકોના જોવામાં આવ્યું. જેમણે

જોયું તે સઘળાજ છક થઇ ગયા. નંદ અને યશોદા પણ ત્યાં આગળ દોડી આવ્યાં. ઝાડ નીચે દબાઇ ને કચરાઇ મરતાં પોતાનો પુત્ર બચી ગયો તે જાણીને યશોદાના હરખનો પાર રહ્યો નહિ.

રોહિણીના પુત્ર બળરામ એ વયમાં શ્રીકૃષ્ણના કરતાં કાંઈક મોટા હતા. બન્ને જણા એકજ જગોએ રહેતા અને ભેગા રમતા. થોડાક દિવસ પછી બધા ગોવાળીઆઓએ મળીને ગોકુળ છોડીને બીજે કયાંઈ નાસી છુટવાનો નિશ્ચય કર્યો. કારણકે, ગોકુળમાં રોજ નવી નવી આફત આવી પડતી હતી. અને સંકટોમાંથી કૃષ્ણનો જાન પણ જેમ તેમ બચી જતો હતો. સઘળા ગોપોએ આખરે વૃન્દાવન ચાલ્યા જવાનું ઠરાવ્યું. તે પ્રમાણે ગોકુળના સઘળા ગોવાળીઆ સહિત નંદ યશોદા, રોહિણી, બળરામ અને કૃષ્ણ ગોકુળમાંથી નીકળીને વૃન્દાવનમાં જઈને વસ્યાં. વૃન્દાવન, ગોવર્ધન પર્વત અને યમુના નદીના સુંદર કિનારાની અનુપમ શોભા નીહાળીને શ્રીકૃષ્ણ તેમજ બળરામને ઘણોજ આનંદ થયો. બળરામ અને કૃષ્ણ ગોપ બાળકોની સાથે વૃન્દાવનના જંગલમાં ગાય ચરાવવા લાગ્યા. કૃષ્ણને બંસી બજાવતાં સારી આવડતી હતી. ગોવાળીયાના બાળકો ભેગા તે મોરલી, પાવા, બન્સી વગેરે રમત ગમતનો સામાન લઈને અરણ્યમાં જતા. કંસને એ વાતની ઓચિંતી ખબર પડી ગઈ કે એ લોકો હવે ગોકુળ છોડીને વૃન્દાવનને વિષે ચાલ્યા ગયા છે. તેથી ત્હેણે કૃષ્ણને મારવા માટે વૃષાસુર નામના રાક્ષસને વૃન્દાવન મોકલી આપ્યો. તે રાક્ષસનામાં કપટકળા ઓછી નહતી. વાછરડાંનું રૂપ લઈને ગોવાળીયાઓનાં ગાય વાછરડાં ભેગો તે પણ સામેલ થઈ ગયો અને તેમના ભેગો ચરવા લાગ્યો. વૃષાસુર ત્યાં આવી પહોંચ્યાની ખબર કોઈનાયે જાણવામાં આવી નહિ, પરંતુ શ્રીકૃષ્ણે ત્હેને ઝટ ઓળખી કાઢયો. ત્હેમણે આંખવતી ઈશારત કરીને બળરામને

સૂચવી દીધું કે આ આપણને મારવાને આવ્યો છે અને કંસે એને મોકલ્યો છે. પછી કૃષ્ણ તરતજ એ બનાવટી વાછરડાંની પાસે ગયા, અને જતાં વારને એનું પૂછડું પકડી લીધું. પૂછડાં વતી ઝાલીને એને એવો તો ચક્કર ચક્કર ફેરવ્યો કે જોતજોતામાં તેનો જીવ નીકળી ગયો. પછી કૃષ્ણે તેને કોવચનાં ઝાડ પર ફેંકી દીધો. બાળકૃષ્ણનું આવું અદ્ભુત પરાક્રમ જોઈને ત્હેમના સઘળાજ સોબતીઓ અજાયબ થઈને કૃષ્ણનાં વખાણ કરવા લાગ્યા. પરંતુ કંસે તેથી કાંઈ કૃષ્ણની છેડ કરવાનું છોડી દીધું નહિ. તે તો ઉલટો 'હાર્યો જુગારી બમણું રમે' એ નિયમ પ્રમાણે વધારે જીદ્દે ભરાયો હતો. ફરી પાછો ત્હેણે એક બીજા રાક્ષસને કૃષ્ણને મારવાને મોકલી આપ્યો. કૃષ્ણ અને ત્હેમના સોબતીઓ એક દિવસ પોતાનાં ઢોરને પાણી પીવડાવવાને યમુના નદીને કિનારે ગયા હતા. તે વખતે એ રાક્ષસ પણ બગલાનું રૂપ લઈને ત્યાં આવ્યો હતો. તે બગલો પહાડના જેવો ઉંચો જણાતો હતો. થોડી વારમાં તે બગલાએ પોતાનું મ્હોં પહોળું કર્યું અને જોતજોતામાં તે કૃષ્ણને ગળી ગયો. કૃષ્ણના આવા હાલ થએલા જોઈને સઘળા ગોપબાળકો રોવા લાગ્યા. શ્રીકૃષ્ણે તે બગલાંના પેટમાં જઈને એવી તો સખ્ત ગરમી ઉત્પન્ન કરી દીધી કે તે ગભરાટથી બ્હાવરો બની ગયો. આખરે ત્હેણે કૃષ્ણને ઓકી કાઢ્યા. ઉલટી કરીને બહાર નીકળ્યા પછી બગલો કૃષ્ણને ચાંચ વતી મારી નાંખવા ધારતો હતો એટલામાં કૃષ્ણે ઓચીંતી ત્હેની ચાંચ પકડી લીધી અને ત્હેને ચીરી નાંખ્યો, એટલે ત્હેનાં બે ફાડચાં થઈ ગયાં. તે બગલાંનું રૂપ લઈને આવ્યો હતો, તેથી લોકો એને બકાસુર કહેવા લાગ્યા. બગલાંનાં મ્હોંડામાંથી કૃષ્ણ પાછા જીવતા નીકળ્યા અને બકાસુર પોતેજ માર્યો ગયો, તેથી કૃષ્ણના બધાજ બાળક મિત્રો રાજી થયા. ત્હેમણે ઘેર

જઈને કૃષ્ણને વીતેલી સઘળી હકીકત પોતાનાં માબાપને કહી સંભળાવી. કૃષ્ણનાં અદ્ભુત પરાક્રમનાં બધાંજ ગોપગોપીઓ વખાણ કરવા લાગ્યાં. નંદ અને યશોદાના આનંદનો પાર રહ્યો નહિ. એ વખતે બળરામ અને કૃષ્ણની બાલ્યાવસ્થા પૂરી થવા આવી હતી. ત્યારપછી એક દિવસ જંગલમાં ઢોર ચરાવતાં ચરાવતાં કૃષ્ણને ભૂખ લાગી. ત્હેમણે ભોજન કરવા સારૂ પોતાના ગોવાળીયા મિત્રોને બોલાવ્યા. સઘળા ગોપબાળ ભેગા થયા. જમી રહ્યા પછી તેઓ બધા સાથે મળીને રમત ગમત કરવા લાગ્યા. જાતજાતનાં વાજાં વગાડતા અને નવી નવી તરેહની રમત રમતા તેઓ જંગલમાં મંગલ કરીને મોજથી મ્હાલવા લાગ્યા. આનંદી ગોપબાળકોએ ત્યાં આગળ મસ્તીની ધૂમ મચાવી દીધી. કોઈ ગાવા લાગ્યું તો કોઈ નાચવા ને કૂદવા મંડી ગયું. કોઈએ પુષ્પની માળા બનાવીને પહેરી લીધી. કેટલાક ફુલ વગેરે ચીજોની એકબીજા પર ફેંકાફેંક કરવા લાગ્યા. કોઈક તો વળી પક્ષીની છાયા સાથે દોડવા લાગ્યા. કોઈકહંસ તો કોઈક બગલાની પાછળ દોડવા લાગ્યા. વાંદરાના જેવા ચ્હેનચાળા કરીને કોઈ કોઈ વાંદરાઓનેજ ચ્હીડવવા મંડી ગયા. કેટલાક વળી પશુપક્ષી જેવા અવાજ કાઢીને તોફાનપંચકનો ઉલ્લાસ વધારવા લાગ્યા. એ પ્રમાણે ગોવાળીયાના બાળકો કૃષ્ણની સાથે તરેહતરેહની મોજ-મજાહ માણી રહ્યા હતા. પણ એટલામાં તેમના રંગમાં ભંગ પડાવવાને એક રાક્ષસ ત્યાં આગળ આવી ચઢયો. કંસે ત્હેને કૃષ્ણની પાછી ખબર લઈ નાંખવાને મોકલ્યો હતો. ત્હેનું નામ અઘાસુર હતું. કૃષ્ણ તેમજ ગોપ બાળકોને મારી નાંખવાને મોટા અજગરનું રૂપ લઈને તે રસ્તામાં અધવચ પડી રહ્યો હતો. ત્હેણે પોતાનો એક હોઠ જમીનપર અને બીજો આકાશમાં ઘણો ઉંચે રાખ્યો હતો. તે લાગ સાધી રહ્યો હતો કે કૃષ્ણ અને

ત્હેના ગોપમિત્રો ક્યારે આવે કે હું તેઓને આરોગી જાઉં. બાળકો પણ થોડીવારમાં પેલો અજગર જ્યાં પડી રહ્યા હતો, તેજ જગોએ આવી પહોંચ્યા. બાળકો ત્હેને જોઈ માંહોમાંહ્ય કહેવા લાગ્યા, "અરે આ કોઈ ભયંકર પ્રાણી છે! એનો હોઠ કેવો લાંબો છે! એની દાઢો કેવી લાંબી લાંબી છે! એની જીભ પણ કેવી અંગારાની માફક ચળકી રહી છે! એનાં મ્હોંમાંથી કેવી ગરમ બાફ નીકળી રહે છે! ખરેખર એ આપણને ખાઈ જશે." કેટલાક કહેવા લાગ્યાઃ—'ભલે, એ ઝેરી પ્રાણી આપણો કોળીઓ કરી જાય, તેમાં શી હરકત છે? કૃષ્ણ જરૂર આપણને ઉગારશે.' આમ વાત કરી રહ્યા હતા, એટલામાં તે અજગરે બધાજ ગોપ બાળકોને પોતાના મ્હોંમાં લઈ લીધા, અને તેઓ માંહેના કેટલાક તો જોતજોતામાં એના પેટમાં સુદ્ધાં ઉતરી ગયા. શ્રીકૃષ્ણ પહેલેથીજ ચેતી ગયા કે આ કોઈ માયાવી રાક્ષસ અજગરનું રૂપ લઈને અહીંઆં પડી રહ્યો છે. પણ એવો વિચાર ત્હેમને સ્ફૂર્યો તે પહેલાંજ સઘળા ગોપ બાળકો તે ભયંકર પ્રાણીના મુખમાં ઘુસી ગયા હતા. ભગવાનને હવે તેઓના ઉપર દયા ઉપજી અને તેઓશ્રી એ ગોપ બાળકોને અજગરના મુખમાંથી જીવતા બહાર કાઢવાનો ઉપાય શોધવા લાગ્યા. પછી એજ મતલબને પાર પાડવા ખાત કૃષ્ણ એ અજગરના મુખમાં જાણીજોઈને ઘુસી ગયા. ત્યાં જઈને તેમણે પોતાનું શરીર ફુલાવવા માંડયું. છેવટ ત્હેમણે એટલા બધા વેગથી પોતાનું શરીર વિસ્તારી દીધું કે અજગરને દમ લેવા પણ મુશ્કેલ થઇ પડયો અને આખરે તેનો દમ નીકળી ગયો. રાક્ષસ મરણ પામ્યો અને કૃષ્ણ તેમજ સઘળા ગોપ બાળકો ત્હેના મુખમાંથી આબીશુદ્ધ બહાર નીકળી આવ્યા. આ પ્રમાણે કૃષ્ણ અને બળરામે અનેક વખત રાક્ષસોને માર્યા અને પોતાના સોબતીઓનું રક્ષણ કર્યું અને પોતાનાં અદ્ભુત પરાક્રમો વડે સઘળાને ચકિત કરી દીધા.

# ૩૧. ભલી ખોડ ભૂલાવી !

## ( નાગદમનની વાર્તા )

કૃષ્ણ એકદિવસ ગોવાળીયાસંગાથે વૃન્દાવનમાં ગાય ચરાવતા હતા. એના ગોપ મિત્રો તેવામાં એકાએક તરસ્યા થઇ ગયા એટલે તેઓ એકદમ યમુના કિનારે પાણી પીવાને દોડી ગયા. એ યમુના નદીના પાણીમાં એક ભયંકર ઝેરી સાપ રહેતો હતો. એ સાપનાં ઝેરને લીધે તે જગ્યાનું પાણી પણ ઝેરી થઇ ગયું હતું. કૃષ્ણના ગોવાળીયા મિત્રો તરસ્યા થઇ ગયા હતા, તેથી ત્હેમણે ઝટ કિનારે જઇને પાણી પી લીધું અને પોતાનાં ઢોરોને પણ પીવડાવ્યું. જેવા તેઓ પાણી પીને કિનારાપરથી બહાર આવ્યા કે તરતજ તેઓ લાંબા છટ થઇ ગયા. ગોપબાળકો તેમજ તેઓનાં ઢોર પણ ઝેરી પાણી પીવાથી મરણ શરણ થઇ ગયાં. પરંતુ એટલામાં કૃષ્ણ ત્યાં આવી પહોંચ્યા; ત્હેમણે પોતાની યોગવિદ્યાનાં બળથી સઘળાનું ઝેર ઉતારી નાંખ્યું અને ફરીથી ત્હેમને સર્વને જીવતા કર્યા. કૃષ્ણ તરતજ સમજી ગયા કે આ પાણીને કોઇ સાપે ઝેરી કર્યું હોવું જોઈએ. તેથી ત્હેમણે વિચાર કર્યો કે એ સાપને આ જગ્યાએથી હાંકી કાઢવો જોઈએ. બીજીજ ક્ષણે ત્હેમણે બેધડક તે કુંડમાં પડતું નાંખ્યું. તેની સાથેજ કુંડની અંદરનું પાણી જોસથી ઉછળ્યું, અને મોટો ધબાકો થયો. તે અવાજ સાંભળીને કાલિયા સર્પ જુસ્સાભેર બહાર આવ્યો, અને કૃષ્ણને ત્હેણે ખીજવાઈને ડંખ દીધો. તે જોઈને કૃષ્ણના સોબતીઓ ઘણાજ ગભરાઈ ગયા. વળી કૃષ્ણને ઘેર જતાં રોજના કરતાં આજે ઘણું મોડું થઈ ગયું હતું, તેથી એમના માબાપના જીવને પણ એમને માટે ઘણીજ ચિન્તા થતી હતી. ઘણી વાર

થઈ ગઈ છતાં કૃષ્ણ અને એમના સોબતીઓ જ્યારે ઘેર પાછા ફર્યા નહિ, ત્યારે બધા ગોવાળીયા ત્હેમને શોધતા શોધતા યમુના નદીના તે કુંડ પાસે આવી પહોંચ્યા, અને કૃષ્ણના ઉપર આફ્ત આવી પડી છે, એવા સમાચાર સાંભળીને તેઓ પણ એટલાજ મુંઝાવા લાગ્યા. આણી તરફ કૃષ્ણ તે સાપની ફેણ પર કૂદકો મારવાની તક શોધી રહ્યા હતા. જોતજોતામાં યોગ્ય લાગ સાધીને તે કાલિયા સર્પની ફેણ પર ચઢી ગયા. પછી કૃષ્ણ ત્હેની ફેણ પર એટલા જોસથી નાચવા લાગ્યા કે ત્હેની ફેણ બધી કોચાઈ ગઈ અને ત્હેનાં આખા શરીરમાંહેથી પુષ્કળ લોહી વહેવા લાગ્યું. પછી કૃષ્ણે તે સાપને એ કુંડનો ત્યાગ કરીને બીજી જગોએ જતા રહેવાનું કહ્યું અને તે પણ તરતજ ત્યાં આગળથી ચાલ્યો ગયો. ત્યારથી તે કુંડનું પાણી સાફ થઈ ગયુ. સારાંશ, કૃષ્ણે પોતાની પ્રતિજ્ઞા પ્રમાણે જન્મ ધારણ કરીને પ્રાણીમાત્રને નિર્ભય કર્યાં છે અને દરેકનું કલ્યાણ કર્યું છે. નિર્દોષ અને ભલા માણસોના ઉપર જ્યારે જ્યારે કાંઈ આફત આવી પડે છે, ત્યારે ત્યારે ભગવાન ત્હેમને પોતે જાતે સહાય કરીને એ સંકટમાંથી ઉગારે છે. કૃષ્ણના જીવનચરિત્રમાંથી આપણે આટલોજ બોધ લેવાનો છે. એમનાં જીવનના પ્રત્યેક પ્રસંગોમાં એમણે કોઈને કોઈ પણ પ્રકારે પ્રાણી માત્રને ભય-માંથી છોડવ્યાં છે, અને તેઓનું કલ્યાણ કર્યું છે. બલકે, એમનું જીવનજ એટલા પૂરતું હતું, એમ સમજીશું તો તે ખોટું નહિ ગણાય.



# ૩૨. પર્વતની છત્રી બનાવી!

## ( ગોવર્દ્ધનધારણલીલા )

અસલના વારામાં એવો રીવાજ હતો કે વરસાદ જ્યારે વર્ષભર સમૂળગો વરસે નહિ, તે વખતે ઇન્દ્રને પ્રસન્ન કરવા ખાતર યજ્ઞ કરવો. એ નિયમને અનુસરીને નંદ વગેરે ગોપ લોકોએ યજ્ઞની તૈયારી કીધી. ત્યારે શ્રીકૃષ્ણે તેઓને તેમ કરતાં ખાળ્યા. ત્હેમણે પિતાના મનને ખાતરી થાય તેવી સંતોષકારક રીતે દલીલ કરતાં જણાવ્યું કે ઇન્દ્રની સાથે આપણે એવો શો સંબંધ છે કે ત્હેને પ્રસન્ન કરવા સારૂ આપણે યજ્ઞ કરવાની નકામી ધાંધલ કરવી જોઇએ ? અને એમ કર્યાનું ફળ પણ શું મળવાનું હતું ? ઇન્દ્રની શી એવી તાકાત છે અગર એ કોણ એવો મોટો દેવ છે કે મનુષ્યોનું કલ્યાણ એ કરી શકે ? નંદે જવાબ દીધો કે ઇન્દ્ર વરસાદનો સ્વામી છે. તેથીજ હમે લોકો એની પૂજા કરીએ છીએ. વરસાદ જે વર્ષે વરસતો નથી, તે વર્ષે દર વખત આ પ્રમાણે ઇન્દ્રને સંતુષ્ટ કરવા ખાતર યજ્ઞ કરવામાં આવે છે. તે સાંભળીને કૃષ્ણે પોતાના પિતા નંદ તેમજ બીજા બધા ગોપ લોકોનાં મનનું સમાધાન કરતાં કહ્યું કે, સઘળું ઇશ્વરીય ન્યાય-વ્યવસ્થાથી થાય છે. માણસને સુખદુઃખ, ભય, કલ્યાણ વગેરે બધુંજ ત્હેનાં કર્મનાં પરિણામ રૂપે મળે છે. કર્મજ ફલદાતા છે. તેથી કર્મની એ વ્યવસ્થાને ઉલટાવી નાંખવાનું સમર્થ્ય નથી ઇન્દ્રને વિષે કે નથી બીજા કોઈ દેવદેવીઓને વિષે. ઇન્દ્ર બીચારો એમાં શું કરી શકે તેમ છે ? મનુષ્યનાં અગાઉ જેવાં કર્મ હોય છે, તેવીજ ત્હેની બુદ્ધિ થાય છે. અને જેવી બુદ્ધિ ઉપજે છે, તેવાંજ કર્મ પણ ત્હેના હાથે થાય છે. પુણ્ય કર્મ કરવાથી મનુષ્ય ઉંચી સ્થિતિએ

પહોંચે છે, તેમજ નઠારાં કર્મ કરવાથી તે નીચે ગબડી પડે છે. મતલબ કે, શ્રીકૃષ્ણે એ પ્રમાણે સઘળા ગોપોને સમજાવીને ઈન્દ્રને યજ્ઞ કરવાનો બંધ કરાવી દીધો. અને તે યજ્ઞને બદલે કૃષ્ણના કહેવાથી સઘળા ગોપોએ ગોવર્દ્ધન પર્વતને નૈવેદ્ય અર્પણ કર્યું. ગાયોને, બ્રાહ્મણોને તેમજ ગરીબગરબાંઓને ખૂબ આનંદપૂર્વક ભોજન કરાવ્યું. પરંતુ ઈન્દ્રને તેથી ઘણુંજ માઠું લાગ્યું. સ્તુતિ અને માન કોને ના ગમે ? પોતાના માનમાં દર વખત થતો તેવો યજ્ઞ આ વખત નહિ થવાથી ઈન્દ્રનો મિજાસ જતો રહ્યો. ત્હેણે ગુસ્સે થઈ જઈ ને એકદમ ભયંકર વૃષ્ટિ કરવા માંડી. આખાં વ્રજને પાણીમાં ડૂબાડી દેવાનો ત્હેનો ઈરાદો હતો. જ્યાં ત્યાં સઘળેજ જળાંજળાકાર થઇ રહ્યું. ભયંકર ગાજવીજ સાથે વરસાદ મૂસળધાર લાગલાગટ પડ્યાંજ કીધો. ગરીબ બીચારા ગોપ લોકો ગભરાઈ ગયા. તેઓને ઉભા રહેવાને તલપૂર પણ કોરી જગ્યા રહી નહિ. ઠંડીથી અને વરસાદના ત્રાસથી લોકો ગભરાઇ ગયા. જાનમાલનું રક્ષણ કેમ કરીને કરવું તેની સર્વને ભયંકર ચિન્તા થઈ પડી. ત્યારે ઇન્દ્રનો ગર્વ ઉતારવા ખાતર તથા નિર્દોષ ગોપગોપીઓનું રક્ષણ કરવા સારૂ કૃષ્ણે ગોવર્દ્ધન પર્વતને ઉપાડીને પોતાની ટચલી આંગળીપર તેને ટેકવી રાખ્યો, અને છત્રી હેઠળ આપણે જેમ ઉભા રહીએ છીએ, તેવીજ રીતે સઘળા ગોપગોપી ગાય વાછરડાં વગેરે તમામ પ્રાણી એ પર્વતનો આશ્રય લઇને તેની નીચે ઉભાં રહ્યાં. કૃષ્ણે એ પ્રમાણે લાગલાગટ સાત દિવસ સુધી ગોવર્દ્ધન પર્વતને પોતાની આંગળીપર ટેકવી રાખ્યો ! તેટલો વખત ગોપ-ગોપીઓ વગેરે સઘળાંજ એ પર્વત હેઠળ ઉભાં થઈ રહ્યાં. કૃષ્ણનાં આ અદ્ભુત સામર્થ્ય અને ચમત્કારિક સત્તા આગળ ઈન્દ્રનો ગર્વ ઉતરી ગયો. ગોપગોપીઓને રંજાડવાની એની શક્તિ ફીક્કી પડી ગઈ, એટલે ઈન્દ્ર નિસ્તેજ થઇ ગયો. પ્રભુની મહત્તા અને

પ્રભુતા આગળ પોતાની અલ્પતાનું એને પ્રત્યક્ષ [illegible] પૂરેપૂરૂં ભાન થયું; વરસાદ એકદમ બંધ થઈ ગયો; નદી નાળાંનાં પાણી ઓસરી ગયાં; જમીન પાછી પહેલાંની જેવી કોરી પડી ગઈ. સઘળા લોકો તે વખતે પાછા ગોકુળમાં જઈ ને રહ્યા. સારાંશ, ભગવાનને અભિમાન કદી પણ ગમતું નથી. અભિમાની માણસનું અભિમાન ઈશ્વર હંમેશાં ઉતારેછેજ. તેથીજ કહ્યું છે કે, ઈશ્વરનો ખોરાકજ અભિમાન છે. ઈન્દ્રે ભગવાનની શક્તિનો પહેલેથીજ વિચાર કર્યા વગર ગોકુળ પર અતિ વૃષ્ટિ કીધી અને કૃષ્ણના ભકત ગોવાળીયાઓને નાહક હેરાન કર્યા, પણ આખરે તેમાં એનું કાંઈ વળ્યું નહિ. ભગવાનની અદ્ભુત શક્તિ આગળ તે ફાવ્યો નહિ, કેમકે કૃષ્ણે તો ગોકુળવાસીઓનું આબાદ રક્ષણ કીધું હતું. એટલે ઈન્દ્ર વ્હીલો પડી ગયો અને પોતાનાં અભિમાનને અલગ કરી દઈને એને આખરે વરસાદને એકદમ બંધ કરી દેવો પડયો. પ્રભુના ભકતોને જેઓ સતાવે છે, તેઓ આખરે ભોંઠા પડે છે. અને ભગવાન હંમેશાં પોતાના ભકતોને સંકટમાંથી ઉગાર્યા વિના રહેતા નથી. ભકતોને ભયમાંથી છોડવીને તેઓનું કલ્યાણ કરવામાંજ ઈશ્વરનું ઐશ્વર્ય, મહત્વ અને સઘળી ખુબી સમાએલી છે.



## ૩૩. અક્રૂરને છુટેલું ફરમાન

કૃષ્ણે ઉપર પ્રમાણે અનેક ચમત્કાર કરી બતાવ્યા અને પુષ્કળ રાક્ષસોને માર્યા, એ વાત એક કાનથી બીજે કાન, અને બીજેથી ત્રીજે એમ ફેલાતાં ફેલાતાં આખરે છેક કંસને કાન સુધી પહોંચી ગઈ. પરંતુ એવાં અદ્‌ભુત પરાક્રમને કરનારો બીજો કોઈ નહિ પણ દેવકીનો આઠમો પુત્ર જાતે પોતે છે, એવી કંસને હજી સુધી ખબર પડી નહોતી. દેવકીનો આઠમો પુત્ર મ્હારો કાળ છે, એવી કંસને ધાસ્તી હતીજ, પરંતુ તે ધાસ્તી તો એના સમજવા પ્રમાણે દૂર થઈ હતી. દેવકીનાં આઠમાં સંતાન તરીકે એને હાથ તો કન્યા આવી હતી, અને તે પણ એને હાથે મરણ પામવાને બદલે ઉછળીને આકાશમાં ઉડી ગઈ હતી, એ વાત પાછળ આવી ગઈ છે. એટલે કંસને કયાંથી એ વાતનો ખ્યાલ સરખો પણ હોઈ શકે કે મ્હારો શત્રુ તો જીવતો જાગતો છે? પણ લાકડાં લડાવવાનું કામ નારદનું! નારદ વિદ્યા અજમાવીને રાડ પડાવવામાં સહુથી પહેલા તૈયાર! કંસને ખાસ ખબર કરવાને નારદ પોતે જાતે તસ્દી લઈને ઉપડ્યા કંસની પાસે. ત્યાં જઈને ત્હેમણે દાણીને અહીંએ ગાડાં છોડી દીધાં. અથથી તે ઈતિ સુધી સઘળુંજ ભડાખી દીધું! કૃષ્ણનાં જન્મથી માંડીને તે છેક ઠેઠ સુધીની તમામ હકીકત કંસને જાહેર કરી દીધી. દેવકીની આઠમી કન્યા જે પ્રસિદ્ધ થઈ હતી તે એની ન્હોતી. એ તો યશોદાની કન્યા હતી અને કૃષ્ણને જે યશોદાના પુત્ર તરીકે ઓળખાવવામાં આવે છે, તે યશોદાના પુત્ર નથી પણ દેવકીના પુત્ર થાય છે. વગેરે સઘળીજ ગુપ્ત વાતનું રહસ્ય ખુલ્લું કરી દીધું. વળી કંસને

ખાસ ઉશ્કેરવા ખાતર ઉમેર્યું કે, દેવકીના જે આઠમા પુત્રનો ત્હમને ડર છે, તે એ કૃષ્ણુજ બીજા કોઈ નહિ. અને બલરામને રોહિણીના પુત્ર માનવામાં આવે છે તે રોહિણીના પુત્ર નથી પણ એ તો દેવકીનો સાતમો ગર્ભ છે. વસુદેવે આ પ્રમાણે પોતાને આબાદ છેતર્યો છે, એવું જાણીને કંસનો ક્રોધ કાબુમાં રહ્યો નહિ. હાથમાં તરવાર લઈને તે વસુદેવને તેજ ક્ષણે ઝબે કરવાને તૈયાર થયો. પણ નારદે ત્હેને સમજાવીને ટાઢો પાડયો, ત્યારે ત્હેણે નારદની સલાહ મુજબ દેવકી સહિત વસુદેવને પાછાં કેદખાનામાં પૂર્યાં. વસુદેવના પુત્ર કૃષ્ણ અને બલરામને ઠાર કરવાને કંસ હવે તરેહતરેહના ઉપાય યોજવા લાગ્યો. એ કામ પહેલેથીજ કેશી નામના દૈત્યને ત્હેણે સોંપ્યું હતું. એ ઉપરાંત મલ્લયુદ્ધમાં કૃષ્ણ તથા બલરામને મારી નાંખવાની ત્હેણે મુષ્ટિક અને ચાણુર એ નામના બે રાક્ષસ મલોને વરદી આપી દીધી. હાથીના પગ તળે છુંદી મરાવવા ખાતર કુવલયાપીડ નામનો મદોન્મત્ત હાથી ખાસ તૈયાર રાખવામાં આવ્યો. અને ધનુર્યાગમાં ભાગ લેવાને બ્હાને કૃષ્ણ અને બલરામને મથુરા લઈ આવવાનું અક્રૂરને ખાસ ફરમાવવામાં આવ્યું.

આણીતરફ. કેશી, ઘોડાનું રૂપ લઈને વ્રજમાં આવી પહોંચ્યો. પોતાના પગવતી તે પૃથ્વી ખોદવા તથા ધૂળ ઉરાડવા લાગ્યો. ત્હેનું આવું તોફાન જોઈને વ્રજનાં પશુઓ ભયભીત થઈને બરાડા પાડવા લાગ્યાં. તે જોઈને કૃષ્ણે એકાંતમાં જઈને ત્હેને લડવાને માટે બોલાવ્યો. તે કૃષ્ણુની સામે ઝટ ધસી આવ્યો. આવતાં વારને તે કૃષ્ણુને લાતાલાત કરવા લાગ્યો. કૃષ્ણે ત્હેના પ્રહાર ચુકવીને ત્હેના બન્ને પગ પકડી લીધા. પછી ત્હેને ઉંચકીને ચારે મેર ફેરવીને એટલા જોસથી ફેંકયો કે તે ઘણે દૂર જઈને પડયો. ત્યાંથી તે પાછો કૃષ્ણુની સાથે લડવા સારૂ

ધસી આવ્યો. કૃષ્ણે ત્હેનાં મ્હોંમાં પોતાનો ડાબો હાથ ઘાલી દીધો. ત્યારે કેશી એમના હાથને ચાવવા લાગ્યો, પણ તે હાથ એટલો બધો નક્કર થઈ ગયો હતો કે તેને ચાવવા જતાં ઉલટા એ રાક્ષસનાં દાંતના ચૂરા થઈ ગયા. કૃષ્ણનો હાથ એના પેટની અંદર પેસી ગયો. પછી તો પૂજવુંજ શું ? કેશીને એટલી બધી ભયંકર વેદના થઈ કે આકુળવ્યાકુળ થઈને તે જમીન પર ઢળી પડ્યો અને થોડીવારમાં મરણ પામ્યો. પછી કૃષ્ણે ત્હેના મુખમાંથી પોતાનો હાથ કાઢી લીધો અને પોતે ત્યાં આગળથી ચાલ્યા ગયા.

કેશીને જેવી રીતે કૃષ્ણે માર્યો તેવીજ રીતે એમણે વ્યોમાસુર નામના બીજા રાક્ષસને પણ ત્યારપછી તરતજ મારી નાંખ્યો. તે પણ કૃષ્ણને મારી નાંખવાને આવ્યો હતો અને કૃષ્ણને ફસાવવા સારૂ ગોવાળીયાનું રૂપ લઈને ગોપોના ટોળામાં ઘુસી ગયો હતો. છળકપટથી એ વ્યોમાસુર સઘળા ગોપોને પર્વતની ગુફામાં મુકી આવતો અને પછી પત્થરની શિલાવતી તે ગુફાનું મુખ બંધ કરી દેતો. કૃષ્ણે ત્હેને પકડીને એવો તો મરોડી નાંખ્યો કે તે હાય હાય કરતો મરણ શરણ થઈ ગયો. પછી કૃષ્ણે સઘળા ગોપોને તે ગુફામાંથી બહાર કાઢયા, ત્યારે તેઓ કૃષ્ણનાં ઘણાંજ વખાણ કરવા લાગ્યા, અને ત્હેમનો ઉપકાર માનવા લાગ્યા. એટલામાં કંસની આજ્ઞાથી અક્રૂર રથમાં બેસીને વ્રજમાં આવી પહોંચ્યા. અક્રૂર સજ્જન હતા, પણ તે બીચારા કરે શું ? રાજાનો હુકમ પોતે નોકર હોવાથી અમલમાં મુકવોજ જોઈએ. કૃષ્ણને દગો કરીને મારી નાંખવાનો ઘાટ કંસે ઘડ્યો હતો, તે કાંઈ અક્રૂરને અજાણ્યું ન્હોતું પણ રાજાની આજ્ઞાને કેમ કરીને ઉથાપાય ? તેથીજ ત્હેમને ગોકુળ જવું પડ્યું. પણ એ સિવાય કૃષ્ણનાં દર્શનની પણ એમને પ્રબળ ઈચ્છા હતી.

ગોકુળમાં નંદે ત્હેમની સારી પેઠે પરોણાચાકરી કીધી. નંદની આગળ અક્રૂરે ફક્ત રાજાનું ફરમાન જાહેર કર્યું પરંતુ કૃષ્ણને ત્હેણે સઘળી વાતનો ભેદ ખુલ્લો કરી દીધો. કંસના દરબારમાં કેવા પ્રપંચ ઘડાય છે તથા કૃષ્ણ અને બલરામને મારવાને કંસે કેવી યુક્તિથી ઉપાય યોજ્યા છે તે સઘળું અક્રૂરે કૃષ્ણને એકાંતમાં સમજાવી દીધું. રાજાના હુકમ પ્રમાણે છોકરાઓને લઈને મથુરા જવાની નંદે તૈયારી કરી અને જતા પહેલાં રાજાને મુકવાનું નજરાણું પણ પોતાની સાથે લઈ લીધું. સારાંશ, અક્રૂર ભગવાનના ભકત હતા, તેથી ત્હેમણે રાજાનું સઘળું કપટતંત્ર અને પોકળ કૃષ્ણની આગળ ખુલ્લું કરી દીધું અને કૃષ્ણની શકિત અને મહિમાને તે બરાબર જાણતા હતા તેથીજ એમણે કંસનાં ક્રૂર ફરમાનને બેધડક અમલમાં મુકતાં આચકો ખાધો નહિ. તોપણ ગોકુળવાસી લોકોને અક્રૂર આંખના પાટા જેવા અકારા લાગ્યા હતા, કારણ કે તેઓને ઘણે વર્ષે કૃષ્ણથી છૂટાં પડવું પડતું હતું. કંસનો કૃષ્ણને મારી નાંખવાનો દુરાગ્રહ હજી જરાયે ઓછો થયો નહતો, 'હાર્યો જુગારી બમણું રમે' એ કહેવત પ્રમાણે તે વધારે ઉત્સાહથી, આગ્રહથી અને ખંતથી કૃષ્ણને મારી નાંખવાની જીદે ભરાયો હતો.



# ૩૪. રામકૃષ્ણની અદ્‌ભુત શક્તિ !

શ્રીકૃષ્ણ, બળરામ, અક્રૂર વગેરે મથુરા આવી પહોંચ્યા. ગોકુળમાંથી આવેલી ગોપમંડળી શહેર બહાર ઉતરી અને તેઓનાં આવ્યાની ખબર કંસને આપવા સારૂ એકલા અક્રૂર કંસની પાસે ગયા. આણી તરફ રામ અને કૃષ્ણ મથુરા નગરીની શોભા જોવાને નીકળી પડ્યા. કૃષ્ણની કીર્તિ મથુરામાં સઘળે ફેલાઈ હતી. તેથી તેમને નીરખવાને મનુષ્યોનાં ટોળે ટોળાં પોતાનાં ઘરની બારીઓને વિષે ઉત્સુક થઈ ને ઉભાં હતાં. રામ અને કૃષ્ણ બધી ગમ્મત જોતા જોતા રસ્તા પર થઈ ને જતા હતા. એવામાં સામેથી રાજાનો ધોબી ત્હેમને મળ્યો. તે કંસનાં કપડાં ધોઈને પસાર થતો હતો. શ્રીકૃષ્ણે ત્હેને કહ્યું 'ત્હારા ગાંસડામાંથી જે સારામાં સારાં કપડાં હોય તે હમને આપ.' તે રહ્યો રાજાનો ધોબી એટલે કુદરતી રીતેજ ઉછાંછળો હોવાનો. અને તેમાં વળી કૃષ્ણની માંગણી પણ આવી વિલક્ષણ ! તેથી તે ધોભીએ તિરસ્કાર પૂર્વક જવાબ દીધો, 'જંગલી જડસાઓ ! આ રાજાનાં વસ્ત્ર માંગતાં ત્હમને શરમ નથી આવતી ? ત્હમારા જેવા મૂર્ખને અકકલ ક્યારે આવશે ?' તે સાંભળીને કૃષ્ણે ગુસ્સાભેર એક થપ્પડ ત્હેને મારી. તેની સાથેજ તે ધોભી તરફડીને પડયો અને તેના રામ રમી ગયા. પછી રામ અને કૃષ્ણે ત્હેનાં ગાંસડામાંથી જોઈએ તેટલાં સારાં સારાં કપડાં લઈ લીધાં અને ત્યાં આગળથી રસ્તો કાપ્યો. રસ્તામાં તેઓને એક શ્રીમંત મળ્યો. ત્હેણે અંતરના ઉમળકાથી રામ તથા કૃષ્ણને વસ્ત્ર આપ્યાં. તેઓએ ખુશ થતાં થતાં તે લઈ લીધાં. પછી તેઓ સુદામા નામના એક માળીના ઘર આગળ આવી પહોંચ્યા. માળીએ ત્હેમને ભક્તિભાવથી

વધાવી લીધા અને ત્હેમને તરેહતરેહનાં ખુશબોદાર ફુલોની માળા પહેરાવી. આગળ ચાલતાં રસ્તા પર ત્હેમને એક કુબડી સ્ત્રી મળી. તે કંસને તિલક કરવા સારૂ ચંદન ઘસીને લઈ જતી હતી. તે કંસનીજ કુબ્જા નામની દાસી હતી. શરીરે ત્રણ જગોએ તે વાંકી વળી ગઈ હતી. કૃષ્ણે ત્હેની પાસેથી તિલક કરવાને ચંદન માંગ્યું. તે દાસી કૃષ્ણનાં માહાત્મ્યથી અજાણી ન હતી. તેથી ત્હેણે વગર આનાકાનીએ ત્હેમને ચંદન આપ્યું. કૃષ્ણે પણ ત્હેના પર પ્રસન્ન થઈને ત્હેનું કુબડાપણું (વરવાપણું) દૂર કરી દીધું. ત્હેનું શરીર સીધું થઈ ગયું. શરીરે પણ તે સુંદર ને નીરોગી સ્ત્રી બની ગઈ. પોતાનું કુબડાપણું મટી ગયું તે જાણીને ત્હેની ખુશાલીનો પાર રહ્યો નહિ.

આ પ્રમાણે લોકોને અવનવા ચમત્કાર બતાવતા બન્ને ભાઈઓ કંસની યજ્ઞશાળા આગળ આવી પહોંચ્યા. એ યજ્ઞશાળામાં ઈન્દ્રનું ધનુષ્ય રાખવામાં આવ્યું હતું, અને તેના પર કંસના માણસોનો સખ્ત પહેરો હતો. કૃષ્ણ યજ્ઞશાળાની અંદર ઘુસ્યા અને પહેરેગીરોએ ત્હેમને ઘણા વાર્યા, તોપણ તેઓને નહિ ગણકારતાં કૃષ્ણે તે ધનુષ્યને ઉપાડયું. ડાબા હાથવતી તેની પણછ ચઢાવીને એટલા જોસથી ટંકાર કર્યો કે તેના કકડે કકડા થઈ ગયા. ધનુષ ટૂટયાનો અવાજ સાંભળીને કંસના માણસો ત્હેમના શરીર પર ધસી આવ્યા, ત્હેમને સઘળાને કૃષ્ણે ઠાર કર્યા. કંસને એ વાતની ખબર પડતાં વારને ત્હેણે કૃષ્ણ તથા બળરામને પકડવાને પોતાનું સૈન્ય મોકલી આપ્યું. તે લશ્કરની પણ બન્ને ભાઈઓએ એવીજ ગતિ કરી. ત્યારે મથુરાના લોકો બધા છક થઇ ગયા. બન્ને ભાઈઓએ એકલે હાથે આખા લશ્કરને ઝબે કરી નાંખ્યું તે જાણીને કંસને આખી રાત ઉંઘ આવી નહિ. ભયથી તે થથરી

ઉઠચો હતો. ત્હેને ભયંકર સ્વપ્ન આવવાં લાગ્યાં. તે રાત્રી તો કંસે જેમ તેમ પસાર કરી. પછી બીજે દિવસે મલ્લોની કુસ્તીને માટે ત્હેણે તૈયારી કરાવી. તે વખતે નંદ વગેરે ગોપોને પણ ત્યાં બોલાવવામા આવ્યા હતા. રાજાને ભેટ કરવા સારૂ જે નજરાણું ત્હેમણે આણ્યું હતું, તે રાજાને અર્પણ કરીને સઘળા ગોપ પોતપોતાની જગોએ બેઠા. થોડીકવાર પછી કૃષ્ણ અને બળરામ તે મંડપના દરવાજા આગળ આવી પહોંચ્યા. કુવલયાપીડ નામનો મદોન્મત્ત હાથી ત્યાં આગળજ ઉભો હતો. કૃષ્ણને મારવા સારૂજ તે હાથીને ત્યાં તૈયાર રાખવામાં આવ્યો હતો. દરવાજાનો રસ્તો રોકીને તે હાથી ત્યાં ઉભો થઈ રહ્યો હતો, તેથી કૃષ્ણે તે હાથીના મ્હાવતને હાથીને ત્યાં આગળથી ખસેડવા કહ્યું. મ્હાવતે કશો જવાબ દીધો નહિ, ત્યારે કૃષ્ણે કહ્યું:–'ત્હારા હાથીને જલદી હઠાવ અંહીથી, નહિતર હું એને યમપુરીમાં મોકલી આપીશ.' તે સાંભળીને મ્હાવતે એકદમ ખીજવાઈ હાથીને કૃષ્ણની તરફ છોડી દીધો. પછી તો પૂછવુંજ શું? હાથી પ્રચંડ વેગથી કૃષ્ણનાં શરીર પર ધસ્યો. જોતજોતામાં ત્હેણે શ્રીકૃષ્ણને પોતાની સૂંઢવતી પકડી લીધા. કૃષ્ણે તેની સૂંઢમાંથી છૂટા થઈને એકદમ તેનું પૂછડું પકડી લીધું. પછી તેને ખૂબ ઘસેડચો. હાથી આગળ જાય અને પાછો હઠે. કૃષ્ણ પણ ઢોંગ કરીને જમીન પર ગબડી જતા. કૃષ્ણને પડી ગએલા જોઈને તે હાથી પણ એમને મારવાને જમીન પર પોતાના દાંત પછાડવા લાગ્યો. ત્યારે કૃષ્ણે તેની સૂંઢ પકડીને ખૂબ ચક્કર ચક્કર ફેરવ્યો અને પછી ત્હેને જોસથી જમીન પર પટકચો. પછી ત્હેમણે એ હાથીનાં શરીરપર ચઢી જઈને તેનાં દાંત ઉખેડી લીધા. અને એજ દાંતવતી કૃષ્ણે ત્યાર પછી તે હાથીને તેમજ તેના મ્હાવતને ખૂબ માર

મારી. છેવટે હાથી તથા તેનો મ્હાવત બન્ને મારની વેદનાથી મરણ પામ્યા. હાથી મરણ પામ્યાના સમાચાર સાંભળીને કંસના તો હોંસકોસજ ઉડી ગયા. બળરામ અને કૃષ્ણ થોડીવારમાં રંગશાળાના મંડપમાં આવી પહોંચ્યા. ત્હેમણે તરવારની માફક હાથીદાંત પોતાના ખભા ઉપર રાખ્યા હતા, અને ત્હેમનાં શરીર લોહીથી ખરડાએલાં હતાં. ત્યાં આવીને બન્ને ભાઈઓ એક તખ્તપર બેસી ગયા. બધા લોકો ત્હેમના તરફ વિવિધ લાગણીને વશ થઇને જોઇ રહ્યા. કોઈ ભયની લાગણીથી, તો કોઈ પ્રેમભક્તિથી, અને કોઇ કોઈ કૌતુકભર્યા આશ્ચર્યથી એમને નીહાળતું હતું. કંસની સૂચનાથી ત્યારબાદ મુષ્ટિક અને ચાણુર નામના બે મલ્લ એ બન્ને ભાઈઓની પાસે કુસ્તી કરવાને આવી પહોંચ્યા. તેઓ એમને કહેવા લાગ્યા:—"હે બળરામ! હે કૃષ્ણ! ત્હમને વીર યોદ્ધા સમજીને કંસે અંહિઆં રંગભૂમિમાં નોતર્યા છે. રાજાની આજ્ઞાએ તમારે માન આપવું જોઈએ. હમારા રાજાને મલ્લયુદ્ધ જોવાનો ભારે શોખ છે." કૃષ્ણ ઝટ અખાડામાં કુસ્તી કરવાને ઉતર્યા. ક્યાં વજ્રસરખી પ્રચંડ કાયાવાળા ધાભડધીંગા મલ્લો અને ક્યાં એ સુકુમાર બાળકો! છતાં કૃષ્ણ ચાણુરની સાથે અને બળરામ મુષ્ટિકની સાથે બેધડક મલ્લયુદ્ધ કરવા લાગ્યા. હવે કોણ કોને પટકે છે તે જોવા સારૂ લોકોના પ્રાણ તેઓની આંખમાં આવીને વસ્યા. કૃષ્ણ બળરામના મ્હોંડાં પુષ્કળ પરસેવાથી નાહી ગયાં હતાં. કૃષ્ણે છેવટે નિશ્ચય કર્યો કે હવે આપણા વૈરીઓને મારીને મિત્રોને આનંદ પમાડવો જોઇએ. લડતાં લડતાં આખરે ચાણુર હાંફી ગયો. તે થાકી ગયો ત્યારે ક્રોધે ભરાઈને ત્હેણે કૃષ્ણની છાતીમાં જોરથી એક મુકકો માર્યો. પણ કૃષ્ણને તેની જરાયે અસર થઈ નહિ. પછી ત્હેમણે ચાણુરને કાંડાવતી ઝાલીને એવા તો સખ્ત ફેરવ્યો

કે જોતજોતામાં ત્હેના રામ રમી ગયા. જ્યારે ત્હેના પ્રાણ નીકળી ગયા ત્યારે કૃષ્ણે ત્હેને જોસથી જમીન પર પછાડ્યો. આણી તરફ બળદેવે પણ મુષ્ટિકનાં મ્હોં પર એટલા જોસથી મુકકો માર્યો કે મ્હોંઢામાંથી લોહીની ઉલટી કરતો તે પણ તફડીને જમીન પર પડ્યો અને થોડીવારમાં સ્વધામ પહોંચી ગયો. તે જોઈ બીજા મલ્લ એ બન્ને ભાઈઓનાં શરીર પર વેર લેવાને ધસી આવ્યા. બળરામે કૂટની ખબર લઈ નાંખી અને કૃષ્ણે તોશલક નામના બીજા મલ્લના પણ તેવાજ હાલ કીધા. એ પ્રમાણે કંસના ચારે ચુનંદા મલ્લોને એ બન્ને ભાઈઓએ ઝબે કરી નાંખ્યા. તે જોઈને બીજા મલ્લો જે લડવાને ઉભા થઇ રહ્યા હતા, તે મુઠ્ઠી વાળીને નાસી ગયા. એ બનાવ જોઈને કંસનાં તો હાંજાજ ગગડી ગયાં. ત્હેના ક્રોધનો પણ પાર રહ્યો નહિ. ત્હેણે એકદમ હુકમ કર્યો કે "આ બન્ને બદમાશ છોકરાઓને કેદ કરો. મ્હારા શત્રુઓને આશ્રય આપવાનું સાહસ કર્યું માટે આ નંદને પણ નાંખો કેદખાનામાં, અને વસુદેવ તથા પિતા ઉગ્રસેન એ બન્નેનાં માથાં કાપી નાંખો." આણી તરફ કૃષ્ણ અને બળદેવ ગોપોને સાથે લઈને આનંદમાં નાચવા કૂદવા લાગ્યા. કંસ સિવાય બીજા સઘળાજ ખુશ થયા હતા. ચારે મેર કૃષ્ણ અને બળરામનો જયજયકાર થઈ રહ્યો. સારાંશ, કૃષ્ણ ઇશ્વરના સાક્ષાત્ અવતાર હતા. પ્રભુના ભક્તનો વાંકો વાળ સરખો થઈ શકતો નથી તો આ કૃષ્ણ જે સાક્ષાત્ પરમાત્મા હતા ત્હેમનો નાશ કોણ કરી શકે ? સઘળી સિદ્ધિ અને શક્તિવાળા ખુદ પરમાત્માનો સંહાર કોઈને હાથે કદી પણ થઇ શકેજ નહિ. પણ કંસ જેવા પાપી માણસને પ્રભુની એ ચમત્કારિક સત્તાનું ભાન ક્યાંથી હોય ?

તેથીજ ત્હેણે કૃષ્ણ ભગવાનને એક સાધારણ માણસ જેવા ગણ્યા અને ત્હેમની સાથે અત્યંત દુષ્ટપણે વર્ત્યો. પણ એ નાલાયકી ભરી દુષ્ટતાનું પરિણામ કેવું ભયંકર નીપજ્યું તે આપણે હવે પછીની વાર્ત્તામાં જોઈ શકીશું. અભિમાનનું કદી સારૂં પરિણામ આવતુંજ નથી. હદઉપરાંતનું ઘાતકીપણું એ પશુતા છે. એવું હિંસાખોર ઝનુન ફાડી ખાનારાં ક્રૂર પશુઓનેજ છાજે.



# ૩૫. કંસનો વધ.

પોતાના જબરદસ્ત નામીચા મલ્લોનો કૃષ્ણને હાથે ખુરદો નીકળી જવાથી કંસનો પિત્તો ઉકળી ગયો હતો. તેથીજ ત્હેણે કૃષ્ણ, બળરામ તથા નંદને કેદ કરવાનો હુકમ આપ્યો હતો. અને પોતાના પિતા ઉગ્રસેન તેમજ વસુદેવનાં માથાં ધડથી જૂદાં કરવા ફરમાવ્યું હતું. કંસનો આવી ઉદ્ધતાઈ ભર્યો હુકમ સાંભળીને કૃષ્ણના ક્રોધનો પાર રહ્યો નહિ. ત્હેની દુષ્ટતા ભગવાનથી હવે સાંખી રહેવાઈ નહિ. તેઓ ઝટ કરતા છલંગ મારીને દુષ્ટ કંસના સિંહાસન પર ધસી ગયા. કંસ પણ કૃષ્ણને સામે આવતા જોઈને ઝટ પોતાનાં તખ્તપરથી નીચે ઉતર્યો અને હાથમાં ઢાલ તરવાર લઈને કૃષ્ણને મારવાનો લાગ શોધવા લાગ્યો. ગરૂડ પક્ષી જેમ સાપને ઝડપી લેછે, તેજ પ્રમાણે શ્રીકૃષ્ણ પણ એના ઉપર તૂટી પડ્યા. આંખ મીચાતા પહેલાં ત્હેમણે ચોટલી પકડીને કંસને જોસથી જમીન પર પછાડ્યો અને પછી પોતે ત્હેના ઉપર કૂદી પડ્યા. કૃષ્ણે ત્હેને એવો તો સખ્ત પટક્યો હતો કે, જમીન પર અફળાતાંની સાથેજ ત્હેના પ્રાણ નીકળી ગયા. કંસનાં મરણથી આખી રંગભૂમિ સ્તબ્ધ થઈ ગઈ હતી. શહેરમાં જ્યાં ત્યાં હાહાકાર થઈ રહ્યો. કંસને આઠ ભાઈઓ હતા. તેઓ એકદમ કૃષ્ણના શરીર પર ધસી આવ્યા. પણ ત્હેમને બધાને બળરામે સ્વધામ પહોંચાડી દીધા. એ દુષ્ટોનો એકસામટો નિકાલ થઈ જવાથી સજ્જનો ઘણા હરખાયા. કૃષ્ણને ત્હેમણે પુષ્પવૃષ્ટિથી વધાવી લીધા. અને ત્હેમનાં માનમાં તરેહતરેહનાં વાજીંત્ર વાગવા લાગ્યાં.

આ પ્રમાણે પોતાનાં અદ્‌ભુત પરાક્રમવડે સઘળા લોકોને છક કરી દીધા, પછી બન્ને ભાઈઓ પોતાના માબાપની પાસે

કેદખાના તરફ ઉપડયા. ત્યાં જઈને ત્હેમણે વસુદેવ અને દેવકીને છોડવ્યાં. આટલી નાની ઉમ્મરમાં પોતાના પુત્રોએ આવું સાહસ ભર્યું પરાક્રમ કર્યું તે જાણીને કૃષ્ણના માતપિતાને હરખનાં આંસુ આવી ગયાં. માબાપનાં ચરણમાં સાષ્ટાંગ નમસ્કાર કરીને બન્ને ભાઈઓએ ત્હેમનો આશીર્વાદ લીધો. ત્યારપછી રામ અને કૃષ્ણ પોતાના દાદા ઉગ્રસેનની પાસે ગયા. કંસે ત્હેને ગાદી પરથી ઉઠાડી મુકીને ત્હેના બુરા હાલ કર્યા હતા. કૃષ્ણે ત્હેને ત્હેનું રાજ્ય પાછું સોંપી દીધું અને કંસના ધાકથી નાસી છૂટેલા યાદવોને પાછા બોલાવીને મથુરામાં નીડરપણે રહેવાની ત્હેમને સૂચના કરી. ત્યારબાદ મથુરામાં શાંતિ સ્થાપવાને થોડાક દિવસ રહીને પછી હમે ગોકુળ તરફજ પાછા આવવા ઈચ્છીએ છીએ એ પ્રમાણે નંદ તેમજ બીજા બધા ગોપોને કૃષ્ણ અને બળરામે પોતાનો નિશ્ચય જણાવ્યો. સારાંશ કંસને ત્હેની નાલાયકી ભરી દુષ્ટતાનો બદલો મળ્યો. ત્હેના પાપનો ઘડો પૂરો ભરાયો હતો. ત્હેનાં રાજ્યની આખી કાર્કીર્દી નીચ કત્યોની ભરેલી હતી. ભલા અને પુણ્યશાળી માણસોનું કલ્યાણ કરવાને તથા દુષ્ટ માણસોને તેઓનાં પાપ કર્મની સજા કરવા સારૂજ પ્રભુ જન્મ લે છે. એ નિયમ પ્રમાણે કૃષ્ણે કંસ જેવા દુષ્ટનો નાશ કર્યો અને પોતાનાં માબાપ તેમજ બીજા ભલા યાદવોને દુઃખમાંથી છોડવ્યા.



# ૩૬. ગુરૂકુલનિવાસ અને ગુરૂને દક્ષિણા.

શ્રીકૃષ્ણ નંદને પિતાતુલ્ય શ્રદ્ધાભક્તિથી ચાહતા હતા. નંદનું પણ એમના પ્રત્યે ઘણું માયામમતાભર્યું ખેંચાણ હતું. તેથી કૃષ્ણે જ્યારે નંદને પોતાનાં અસલ માબાપની સાથે મથુરામાં રહેવાનો નિશ્ચય જણાવ્યો, ત્યારે ત્હેમની આંખોમાંથી આંસુની ધારા વહેવા લાગી. નંદ આખરે કૃષ્ણ અને બળરામને ઘણા ઘણા આશિષ દઈને ગોપને સાથે લઈને વ્રજમાં ચાલ્યા ગયા અને કૃષ્ણ પોતાને ઘેર આવ્યા.

હવે શ્રીકૃષ્ણ તથા બળરામ પોતાને ઘેર રહેવા લાગ્યા. પછી વસુદેવે પોતાના કુલગુરૂ ગર્ગાચાર્ય મહારાજ પાસે કૃષ્ણ અને બળરામને યજ્ઞોપવીત સંસ્કાર કરાવરાવ્યો. બન્ને ભાઈઓ જનોઇ પહેરીને દ્વિજ થયા તે વખતે બ્રાહ્મણોને પુષ્કળ દક્ષિણા આપવામાં આવી. ગર્ગાચાર્ય પાસે ત્હેમણે બ્રહ્મચર્યની દીક્ષા લીધી. અવન્તિપુરમાં એમના બીજા કુલગુરૂ રહેતા હતા. ત્હેમનું નામ સાંદીપનિ હતું. બન્ને ભાઈઓને વિદ્યા ભણાવવા સારૂ એ સાંદીપનિ ઋષિને ઘેર મોકલવામાં આવ્યા. ત્યાં ત્હેમણે ગુરૂ મહારાજની સારી પેઠે સેવા કરી અને ચારેવેદ, ઉપનિષદ્, ધનુર્વેદ, ધર્મશાસ્ત્ર, મીમાંસા તેમજ છ પ્રકારની રાજ્યનીતિનો અભ્યાસ કર્યો. સઘળો વિદ્યાભ્યાસ પૂરો થયા પછી બન્ને ભાઇઓએ પોતાના ગુરૂને પોતાની પાસેથી ગુરૂદક્ષિણા માંગી લેવાની પ્રાર્થના કીધી. સાંદીપનિ ઋષિનો એક પુત્ર પ્રભાસ ક્ષેત્રમાં સમુદ્રમાં ડૂબીને મરણ પામ્યો હતો. શ્રીકૃષ્ણનો અદ્ભુત પ્રભાવ જોઇને ગુરૂ મહારાજે ગુરૂ દક્ષિણામાં પોતાના મરેલા પુત્રને જીવતો લાવી આપવાનું કૃષ્ણને ફરમાવ્યું. રામ અને કૃષ્ણ 'ઘણું સારૂં'

એમ કહીને ગુરૂના પુત્રને લઈ આવવાને ઉપડી ગયા. પ્રભાસ જઇને તેઓ સમુદ્રને કહેવા લાગ્યા. કે 'તું હમારા ગુરૂ બંધુને ઘસડી લઇ આવ્યો છે, તે હમને પાછા આપ'. સમુદ્રે જવાબ દીધો 'હું લઈ આવ્યો નથી, પણ મ્હારા પેટમાં એક અસુર છે, જેણે શખનું રૂપ લીધું છે, તે એને ઉપાડી ગયો છે.' તે ઉપરથી સમુદ્રનું પેટ ફાડી જોયું પણ ગુરૂપુત્ર તેમાંથી જડયો નહિ. ત્યારે તે અસુરના દેહમાંથી ઉત્પન્ન થએલો પાંચજન્ય શંખ લઈને કૃષ્ણ યમની પાસે પહોંચી ગયા, અને ત્હેની મારફત પોતાના ગુરૂપુત્રને છૂટો કરાવીને સાંદીપનિ ઋષિને સ્વાધીન કર્યો. પુત્ર જીવતો થઈ પાછો આવ્યો તે જાણીને ગુરૂના જીવને ઘણોજ સંતોષ થયો અને ત્હેમણે પ્રસન્ન થઇને રામ અને કૃષ્ણને 'ત્હમારી વિદ્યા સફળ થાઓ' એવો આશીર્વાદ આપ્યો. ગુરૂ મહારાજે બન્ને ભાઈઓના ઘણાંજ વખાણ કર્યાં અને કહ્યું કે 'ત્હમારા જેવા શિષ્યો જેને હોય ત્હેનું કયું કામ સફળ થયા વિનાનું રહે? હે વીરો! હવે ત્હમે પાછા ત્હમારે ઘેર સીધાવો, અને ત્હમારી કીર્ત્તિની સુગંધ સઘળે ફેલાવો. ગુરૂની આવી આજ્ઞા થતાં બન્ને ભાઇઓ પાછા મથુરા આવી પહોંચ્યા. સારાંશ, ગુરૂભકિતવિના મોટામાં મોટા માણસની પણ વિદ્યા સફળ થતી નથી. કૃષ્ણ પોતે સાક્ષાત્ ઈશ્વરનો અવતાર હતા, છતાં ત્હેમણે આટલું બધું જોખમભર્યું સાહસ વ્હોરી લઈને પોતાનાં કૃત્ય વડે ગુરૂ પ્રત્યેની પોતાની ભકિત સાબીત કરી આપી છે. ગુરૂના આશીર્વાદ વિના શિષ્યનું કદી કલ્યાણ થતું નથી અને ત્હેનું જ્ઞાન પણ કલ્યાણકારી નીવડતું નથી. દુનિયાના લોકોને એ સિદ્ધાંતની યોગ્ય શિક્ષા આપવા માટેજ કૃષ્ણભગવાને આટલી બધી તસ્દી લઈને ગુરૂભકિતનું માહાત્મ્ય અસરકારક રીતે સિદ્ધ કરી આપ્યું છે. બાળકો ખ્યાલ કરો કે કૃષ્ણ જેવા સાક્ષાત્ ઈશ્વરના અવતારી પુરૂષને પણ ગુરૂપ્રત્યેની

ભક્તિ જીવના જોખમે કરવાની ફરજ પડી, તો આપણા જેવા સામાન્ય માણસનું ગુરૂભક્તિવિના કલ્યાણ કેમ કરીને થઈ શકે? ઉપનિષદ્‌માં એટલા માટેજ કહ્યું છે કે ગુરૂને દેવ જેવા ગણો. દેવસરખી પૂજ્ય બુદ્ધિ હશે તોજ ત્હમને વિદ્યા ફળશે, અને તમે કૃતાર્થ થઈ શકશો.



# ૩૭. દ્વારકાની ઉત્પત્તિ.

કંસને અસ્તિ અને પ્રાપ્તિ કરીને બે સ્ત્રીઓ હતી. તેઓ બન્ને જરાસંધ રાજાની પુત્રીઓ હતી. કંસનાં મરણ પછી, તેઓ પોતાના પિતાને ત્યાં ચાલી ગઈ. કૃષ્ણે કંસને મારી નાંખ્યાનાં સમાચાર જરાસંધે પોતાની પુત્રીઓને મ્હોંએથી સાંભળ્યા. તે તરતજ ક્રોધથી ધુંધવાઈ ઉઠયો. ક્રોધના આવેશમાં ત્હેણે યાદવોનો નાશ કરવાનો નિશ્ચય કર્યો. ત્હેણે એ મતલબને પાર પાડવાને એકદમ મથુરા ઉપર ચઢાઈ કીધી, અને મથુરા નગરીને ઘેરો ઘાલ્યો. કૃષ્ણ અને બળરામે ત્હેની સાથે સખ્ત યુદ્ધ કર્યું. એ યુદ્ધમાં જરાસંધ હારી ગયો. પછી બળરામે ત્હેને પકડીને બાંધી લીધો. પણ કૃષ્ણને ત્હેની દયા ઉપજવાથી ત્હેમણે એને છૂટો કર્યો. જરાસંધ ઉદાસ થઈને વ્હીલે મ્હોંયે પોતાને વતન મગધ દેશમાં ચાલ્યો ગયો. કૃષ્ણ અને બળરામ પોતાનું સૈન્ય લઈને પાછા ફર્યા, ત્યારે લોકોએ એમને વિજયનાદથી વધાવી લીધા.

જરાસંધ એકવાર સખ્ત હારી જવા છતાં સખણો બેસી રહ્યો નહિ. બીજીવાર બમણા જુસ્સાથી તે મથુરા પર ચઢી આવ્યો. એ પ્રમાણે લાગલાગટ સત્તરવાર એણે મથુરા પર હુમલા કર્યા કીધા. પણ દરેક વખત ત્હેણે સખ્ત હાર ખાયાં કીધી. કોઈપણ લડાઈમાં ત્હેની જીત થઈ નહિ. ત્યારબાદ થોડાક વખત પછી કાલયવન નામે એક વીરપુરૂષે મથુરા પર ચઢાઈ કીધી. જરાસંધ પણ એ તકનો લાભ લઈને મથુરા પર અરાઢમી વખત સ્વારી કરવાની તૈયારી કરવા લાગ્યો. કૃષ્ણને સખ્ત દહેશત લાગી કે હવે યાદવોનો કચ્ચરઘાણ નીકળી જશે. ત્યારે ત્હેમણે દીર્ઘદૃષ્ટિ વાપરીને સમુદ્રની અંદર એક સુંદર નગરી તૈયાર કરાવરાવી અને

સઘળા યાદવોને ત્યાં લઈ જઈને તે નવી નગરીમાં વસાવ્યા. તે શહેરનું સંરક્ષણ કરવાનું કામ બળરામને સોંપીને પોતે કાલયવનની સાથે લડવાને નીકળી પડ્યા. પણ કાલયવન ઘણો બળવાન હતો. તેથી ત્હેને યુક્તિથી મારવો જોઈએ એવા વિચારથી કૃષ્ણ નાસી જવા લાગ્યા ત્યારે તે ત્હેમની પાછળ દોડવા લાગ્યો. આખરે કૃષ્ણની યુક્તિથી તે માર્યો ગયો. જરાસંધની સાથે પણ કૃષ્ણને ભારે યુદ્ધ થયું હતું. અને એ યુદ્ધમાં પણ જરાસંધ દરવખતની પેઠે હારીને નાસી છૂટયો હતો. સારાંશ, પોતાના આશ્રિતનું રક્ષણ કરવું એ કૃષ્ણનો ખાસ હેતુ હતો. અને જ્યાં બળથી તેમ નહિ થઈ શકતું હોય, તેવે પ્રસંગે કળથીજ યુક્તિ વાપરીને કામ લેવું જોઈએ એ નીતિને અનુસરીને કૃષ્ણે સમુદ્રની અંદર દ્વારકાનગરી નિર્માણ કરાવી અને યાદવોને તેમાં રાખીને નિર્ભય કર્યા. રામે સમુદ્રના ઉપર સેતુ બાંધ્યો હતો, તેના જેવોજ આ પણ એક અદ્‌ભુત ચમત્કાર કહેવાય. સમુદ્રને પૂરી દઈને તે જગોએ શહેર વસાવવું એ કાંઈ જેવું તેવું સાહસ નહિ ગણાય.



# ૩૮. ગેરસમજનો ઘોંટાળો.

## ( મુચકુંદની વાર્ત્તા )

કૃષ્ણ આગળ દોડી રહ્યા છે અને કાલયવન ત્હેમની પાછળ પડયો છે, એમ દોડતાં દોડતાં તેઓ એક ગુફા આગળ આવી પહોંચ્યા. ત્યાં અંધારામાં કૃષ્ણ એકાએક અલોપ થઈ ગયા. તે ગુફાની અંદર એક બીજો માણસ સૂઈ રહ્યો હતો. ત્હેને જોઈને કાલયવનને એમ લાગ્યું કે, કૃષ્ણજ સાધુના વેષમાં અહિં સૂઈ રહેલા હોવા જોઈએ. એમ સમજીને કાલયવને ત્હેને જોસથી એક લાત મારી. ત્યારે તે સૂઈ રહેલો માણસ આળસ મરડીને ઉભો થયો અને ત્હેણે ગુસ્સાભેર કાલયવનના તરફ નજર ફેંકી એટલે તેજ ક્ષણે કાળયવન બળીને ખાખ થઈ ગયો.

એ સૂઈ રહેલો માણસ ઈક્ષ્વાકુ વંશના પ્રસિદ્ધ રાજા માંધાતાનો પુત્ર મુચકુંદ હતો. દેવો અને દૈત્યો વચ્ચે થએલા યુદ્ધમાં ત્હેણે દેવોને ઉત્તમ સહાય કીધી હતી. ત્યારબાદ યુદ્ધનો થાક ઉતારવા તથા આરામ લેવા સારૂ તે આ ગુફામાં આવીને સૂઈ રહ્યો હતો. ક્રોધભરી દૃષ્ટિથી જેની સામું જુએ તે બળીને ભસ્મ થઈ જાય એવું ત્હેને દેવો પાસેથી વરદાન મળ્યું હતું. તે પ્રમાણે એના હાથે કાલયવનનો નાશ થયો ત્યારે કૃષ્ણે ત્હેની પાસે જઈને પોતાની ઓળખાણ આપી. તે વખતથીજ મુચકુંદ પણ કૃષ્ણનો પરમભક્ત બન્યો. કૃષ્ણ પછી ત્યાંથી દ્વારકા જતા રહ્યા. સારાંશ, કૃષ્ણે યુક્તિથી કાલયવનનો ત્રાહિત માણસની પાસે નાશ કરાવ્યો, અને પછી તેજ માણસને તેટલીજ ખુબી ભરેલી રીતે પોતાનો ભક્ત બનાવી દીધો.

---

# ૩૯. રૂકિમણી-સ્વયંવર.

કૃષ્ણ દ્વારકા જતા રહ્યા છે, એવી ખબર મળતાં વારને જરાસંધ એકદમ દ્વારકા પર ચઢી આવ્યો. પણ કૃષ્ણે એવી યુક્તિ કીધી કે ત્હેની સાથે લડાઈ નહિ કરતાં બળરામ સંગાથે તે જગાએથી ઓચીંતા નાસી છૂટ્યા. જરાસંધે ત્હેમની પુંઠ પકડી ત્યારે રામ અને કૃષ્ણ પ્રવર્ષણ પર્વત ઉપર ચઢી ગયા. જરાસંધે ખીજવાઈને તે પર્વતને ચારે તરફથી આગ લગાડી દીધી. કૃષ્ણ અને બળરામ એ આગમાં બળીને સાફ થઈ જશે, એમ સમજીને તે ત્યાં આગળથી પછી ચાલતો થયો. એ જોઈને બન્ને ભાઈઓએ પર્વત ઉપરથી ભૂસ્કો માર્યો અને તે જગ્યાએથી પસાર થઈ ગયા.

એ પ્રમાણે શત્રુના ત્રાસમાંથી નિર્ભય થયા પછી રામ અને કૃષ્ણ એ બન્ને ભાઈઓએ પરણવાની ખટપટ કરવા માંડી. બળરામને રેવત રાજાએ પોતાની રેવતી નામની પુત્રી પરણાવી, પણ કૃષ્ણને પરણવામાં કાંઈક વધારે મુસીબત વેઠવી પડી. તે રૂકિમણીને પરણવા ઇચ્છતા હતા. એ રૂકિમણી કોણ હતી તથા ત્હેને પરણંવામાં કૃષ્ણને મુસીબત કેમ વેઠવી પડી હતી તેની હકીકત નીચે મુજબ છે.

વિદર્ભ દેશમાં ભીમક કરીને એક રાજા થઇ ગયો. ત્હેને રૂકિમણી નામે એક પુત્રી હતી. તે પરણવા લાયક ઉમ્મરની થઈ હતી. એક દિવસ ભીમક રાજા અને ત્હેની પુત્રી એ બન્ને જણા પોતાના મહેલમાં બેઠાં હતાં. ત્યાં આગળ કોઈએ આવીને કૃષ્ણનાં રૂપગુણનું ઘણુંજ સુંદર અને અસરકારક વર્ણન કર્યું. ત્યારથી રૂકિમણી કૃષ્ણના ઉમદા ગુણો પર વારી ગઈ. અને ત્હેણે

નિશ્ચય કર્યો કે પરણવું તો બસ કૃષ્ણનેજ, નહિતર કુંવારા રહેવું. રૂકિમણીનો એ નિશ્ચય સઘળાને પસંદ પડયો. પણ ત્હેને રૂકમી કરીને એક ભાઈ હતો. તે કૃષ્ણનો દ્વેષ કરતો હતો. તેથી પોતાની બ્હેનનો એ નિશ્ચય ત્હેને રૂચ્યો નહિ. ત્હેનો વિચાર રૂકિમણીને શિશુપાલની સાથે પરણાવવાનો હતો. તેથી રૂકમી જ્યારે પોતાના એ દુરાગ્રહને વળગી રહી એકનો બે થયો નહિ, ત્યારે રૂકિમ-ણીએ એક યુક્તિ રચી. ત્હેણે એક બ્રાહ્મણની સાથે કૃષ્ણના ઉપર સંદેશો મોકલ્યો. પોતાની સર્વ હકીકત તેમાં એણે ખુલ્લી કરી હતી. અને છેવટે જાહેર કર્યું કે મ્હારો ભાઈ પોતાનું ધાર્યું કર્યા વિના રહેશે નહિ. મ્હને જોરજુલમથી શિશુપાલની સાથે પરણાવી દેવાને બનતું કરવા ચૂકશે નહિ. એટલા માટે મ્હારી ત્હમને એટલીજ વિનંતી છે કે હમારા કુળના શિરસ્તા મુજબ હું લગ્નના આગલા દિવસે જ્યારે શિશુપાલ સંગાથે અંબીકાનાં દર્શન કરવા જાઉં, ત્યારે ત્હમે પણ તે જગ્યાએ આવી પહોંચજો અને શિશુપાલ, જરાસંઘ વગેરેનાં લશ્કરને હરાવીને મ્હને હરી જજો. રૂકિમણીનાં એ સંદેશાને માન આપીને કૃષ્ણ પણ બરાબર તેજ સમયે આવી પહોંચ્યા. રૂકિમણીનાં લગ્નની સઘળી તૈયારી થઈ ગયા બાદ શિશુપાલની સાથે પોતાનાં કુળાચાર પ્રમાણે તે અંબિકા-દેવીનાં દર્શન કરવાને ગઈ. શિશુપાલ પોતાની સાથે જરાસંઘ, શાલ્વ વગેરે અનેક રાજાઓ તથા ત્હેમનાં મોટાં સૈન્યને લઇને અંબિકાનાં દર્શન કરવાને ભારે ઠાઠમાઠ સહિત ગયો હતો. કૃષ્ણ પણ યોગ્યે સમયેજ ત્યાં આવી પહોંચ્યા હતા. રૂકિમણી પોતાની સખીઓને લઈને દેવીનું પૂજન કરવાને ગઈ. તે વખતે કૃષ્ણે આચીંતા ત્યાં આગળ આવીને રૂકિમણીને ઉપાડી લીધી અને પોતાના રથમાં બેસાડી દીધી. તે વખતે શિશુપાલ તેમજ ત્હેની સાથે આવેલા રાજાઓ કૃષ્ણને પકડવાની કોશીશ કરવા લાગ્યા.

એટલામાં બળરામ પણ પોતાનું સૈન્ય લઇને તે જગોએ આવી પહોંચ્યા. બળરામ અને કૃષ્ણે મળીને બધાય રાજાઓને હરાવી નાંખ્યા. ત્યારે ભીમક રાજાએ સઘળાનાં દેખતાં રૂકિમણીને વિધિ પૂર્વક કૃષ્ણની સાથે પરણાવી દીધી. એ રૂકિમણીને દશ પુત્રો થયા. તેમાં પ્રદ્યુમ્ન એ સૌથી વધારે પરાક્રમી નીવડયો. શંબર નામના દૈત્યને ત્હેણે મારી નાંખ્યો હતો. સારાંશ, કૃષ્ણ સાક્ષાત્ ઇશ્વરનાજ અવતારી પુરૂષ હતા, તેથી એમનાં શૌર્ય, પરાક્રમ, વગેરે અદ્દ્ભુતજ હોવાનાં. અદ્દ્ભુત શકિતવાળાને કોણ હંફાવી કે હરાવી શકશે ? તેથીજ કૃષ્ણનો વિરોધ કરનારા હંમેશાં પાછા પડ્યા છે, અને તેઓનો નાશ થયો છે.



# ૪૦. કૃષ્ણ ઉપરનું આળ.

સત્રાજીત કરીને એક યાદવ હતો. ત્હેને સૂર્યે એક મણિ આપ્યો હતો. તે મણિ ઘણો તેજસ્વી હતો તેથી કૃષ્ણે તેની માંગણી કરી પણ સત્રાજીતે ત્હેમને એ મણિ આપ્યો નહિ. ત્યાર બાદ થોડા દિવસ પછી એક વખત સત્રાજીતનો ભાઈ પ્રસેન તે મણિને ગળામાં લટકાવીને શિકાર કરવા નીકળી પડયો તેવામાં ઓચીંતા એક સિંહે આવીને ત્હેને મારી નાંખ્યો, અને ત્હેનો મણિ ખુંચવી લીધો. તે સિંહને જાંબવાન નામના એક રીંછે મારી નાંખ્યો. પછી તે મણિ જાંબવાને પોતાના છોકરાને રમવા આપ્યો. વાર ઘણી થઈ છતાં પ્રસેન જ્યારે પાછો ફર્યો નહિ, ત્યારે સત્રાજીતને એમ લાગ્યું કે કૃષ્ણેજ એને મણિને માટે મારી નાંખ્યો હોવો જોઈએ. ઘણાને મ્હોંએ ત્હેણે પોતાનો એ વહેમ જાહેર કર્યો. ત્યારે કૃષ્ણે એ આરોપમાંથી છુટા થવાને પોતાનું નિર્દોષપણું સાબીત કરવાની કોશીશ કરવા માંડી. પ્રસેનનો પત્તો મેળવવાને તે એકદમ નીકળી પડ્યા. તપાસ કરતાં કરતાં પ્રસેનને સિંહે અને એ સિંહને જાંબવાને મારી નાંખ્યાની વાત કૃષ્ણના જાણવામાં આવી. એટલે તે જાંબવાનની ગુફા પાસે જઈ પહોંચ્યા. પોતાના સાથીઓને બહાર ઉભા રાખીને કૃષ્ણ પોતે એકલા અંદર ઘુસ્યા. ગુફાની અંદર જઈને જુએ છે તો એક નાનકડો બાળક તેજસ્વી મણિ સાથે રમત કરી રહ્યો છે. તે જોઈને કૃષ્ણને તે મણિ લઈ લેવાનું મન થયું. એ મતલબથી તે જરાક આગળ વધ્યા પણ ખરા. ભોગજોગે જાંબવાનને તેની ખબર પડી ગઈ, તેથી તે ત્યાં આગળ દોડી આવ્યો. કૃષ્ણ અને જાંબવાનનું તે જગોએ સખ્ત યુદ્ધ જામ્યું. જાંબવાન તે યુદ્ધમાં હારી ગયો. પછી ત્હેણે પોતાની પુત્રી જાંબવતી કૃષ્ણને પરણાવી

અને મણિ પણ ત્હેમને આપી દીધો. અને એ રીતે કૃષ્ણનું મન મનાવ્યું. કૃષ્ણે તે મણિ લાવીને સત્રાજીતને સોંપી દીધો. અને સઘળા બનાવની ત્હેને અથથી તે ઇતિ સુધી હકીકત કહી. ત્યારે મિથ્યા આરોપ મુકી કૃષ્ણને વિના કારણ બદનામ કર્યા બદ્દલ સત્રાજીતના જીવને ઘણો પશ્ચાત્તાપ થયો. કૃષ્ણે મણિ પોતાની પાસે નહિ રાખતાં સત્રાજીતને સ્વાધીન કરી દીધો તેથી ત્હેને કૃષ્ણનાં નિર્દોષપણાંની, તેમજ સલુકાઈભર્યા પરગજુપણાંની પૂરેપૂરી ખાતરી થઈ હતી. ઉપકારનો બદલો વાળવાને ત્હેણે પોતાની પુત્રી સત્યભામા કૃષ્ણને દીધી. વરને આપવાની પહેરામણીમાં તેણે કૃષ્ણને મણિ આપવા માંડયો પણ કૃષ્ણે તે મણિ લીધો નહિ. સારાંશ, મોટા માણસો હંમેશાં અપયશથી ડરે છે. લોકોએ મુકેલાં ખોટાં આળને પણ તેઓ સાંખી શકતા નથી. રામચંદ્રે એટલા માટેજ સીતાને વનમાં વિદાય કર્યાં હતાં. કૃષ્ણે પણ પોતે ખાસ તસ્દી લઈને મણિની ભાળ કાઢી અને અને સત્રાજીતને પાછો તે મણિ સોંપી દીધો. તો એ ઉપકારનો યોગ્ય બદલો પણ ત્હેમને મળી ગયો. સારાં કામને માટે લીધેલો શ્રમ કદી નિષ્ફળ નીવડતો નથી. જેઓ પોતાની ફરજ બરાબર બજાવે છે, તેઓની કદી પણ માઠી દશા થતી નથી. કૃષ્ણે પણ એ પ્રમાણે દુઃખ વેઠીને ફરજ બજાવી, તો જાંબવતી અને સત્યભામા એ બે કન્યાઓ ત્હેમને બદલા તરીકે મળી.



# ૪૧. આખરે સ્વપ્નજ સાચું ઠર્યું.

## ( બાણાસુરની વાર્ત્તા )

કૃષ્ણને રૂકિમણી, જાંબવતી અને સત્યભામા એ ત્રણ સ્ત્રીઓ અત્યાર લગીમાં વરી ચુકી હતી. ત્યાર પછી બીજી પાંચ સ્ત્રીઓને કૃષ્ણ પરણ્યા.

કૃષ્ણનો પુત્ર પદ્યુમ્ન કરીને હતો. ત્હેને પણ એક પુત્ર થયો હતો ત્હેનું નામ અનિરૂદ્ધ હતું. બાણાસુરની પુત્રી ઉષાની સાથે એ અનિરૂદ્ધનાં લગ્ન થયાં હતાં. એનાં લગ્નની વાત ઘણી રસ પડે તેવી છે. તે નીચે પ્રમાણે છે.

અસલ બાણાસુર કરીને એક રાજા થઈ ગયો. તે શોણિતપુરનો રાજા હતો અને ત્હેને પોતાનાં બળનું અભિમાન પણ કાંઈ થોડું નહતું. કોઈ બરોબરીયા સાથે યુદ્ધમાં બાથ ભીડવાની તક કયારે મળે ? એજ ત્હેની ઝંખના હતી. તે કહેતો કે 'કોઈ લડાકે લડનારને આપો કે મ્હારા મદને ઉતારે !' મનુષ્યને હંમેશાં જેવી ભાવના તેવીજ સિદ્ધિ મળે છે. સારાં નરસા વિચારનું ફળ પણ આબેહુબ તેવુંજ મળે છે. એ નિયમ પ્રમાણે બાણાસુર જેને માટે રાતદિવસ તલસતો હતો, તે એની ઇચ્છા ટુંક સમયમાંજ ફળી. બાણાસુરને ઉષા નામની એક કન્યા હતી. એક દિવસ ત્હેણે સ્વપ્નમાં અનિરૂદ્ધને દીઠો. ત્હેનું સુંદર રૂપ જોઈને બાળા વારી ગઈ ત્હેના ઉપર અને સ્વપ્નમાંજ ત્હેણે એની સાથે પરણવાનો નિશ્ચય સુદ્ધાં કરી દીધો ! પણ ત્હેને એમ લાગ્યું કે મ્હારો બાપ કાંઈ રાજીખુશીથી અનિરૂદ્ધની સાથે લગ્ન કરવાની હા પાડવાનો નથી. તેથી ઉષાએ પોતાનાં સ્વપ્નવાળી વાત બાણાસુરને કહી નહિ પણ પોતાની બ્હેનપણીને એકાંતમાં

પોતાની પાસે બોલાવી. એ પ્રધાનની પુત્રી હતી અને ત્હેનું નામ ચિત્રલેખા હતું. ઉષાએ પોતાનાં સ્વપ્નની સઘળી હકીકત ત્હેને કહી. ત્યારે ચિત્રલેખાએ ત્હેનો મનોરથ પાર પાડવાને અજબ સાહસ કર્યું. તે છાનીમાની દ્વારકા ઉપડી અને અનિરૂદ્ધ પોતાના મહેલમાં ઉંઘતો હતો ત્યાં યુક્તિથી ઘુસી ગઈ. અને પલંગ સહિત અનિરૂદ્ધને રતોવઈ ઉષાના મહેલમાં ઉપાડી લઈ આવી. અનિરૂદ્ધ જાગ્યો, ત્યારે ત્હેના અચંબાનો પાર રહ્યો નહિ. કયાં સુધી તો ત્હેને એમજ લાગ્યું કે 'ઉંઘું કે જાગુંછું કે સ્વપ્ન સુખ હું અનુભવું.' પરંતુ તરતજ ખરી વસ્તુસ્થિતિનું ત્હેને ભાન થયું. ત્હેના ભાગ્યની ઉષા પ્રકટી હતી અને એ ઉષાની સાથે સુખચ્હેનમાં તે પોતાના દિવસ ગુજારવા લાગ્યો.

થોડાક વખત પછી બાણાસુરને કાને એ વાત પહોંચી ગઈ. તે એકદમ ક્રોધથી ધુંધવાઈ ઉઠયો. વગર પરવાનગીએ પુત્રીના મહેલમાં છાનામાના ઘુસી જનારને સખ્ત સજા કરવાના ઈરાદાથી હોઠ અને દાંત પીસતો તે ઝટ કરતો ઉપડી ગયે. ઉષાના મહેલ તરફ. અનિરૂદ્ધ પાસે કાંઇ હથિયાર નહતું. તેથી બાણાસુર જેવો મહેલમાં દાખલ થયો કે તરતજ બારણાનો ગજ કાઢી લઈને તે ગજવતી ત્હેની સાથે યુદ્ધ કરવા મંડી ગયો. પણ એ લડાઈમાં અનિરૂદ્ધ હારી ગયો. બાણાસુરે ત્હેને પકડીને સખ્ત બાંધ્યો.

આણીતરફ દ્વારકામાં યાદવો અનિરૂદ્ધની ખોળાખોળ કરવા મંડી ગયા. એ સૂતો હતો ત્યાંથી એકાએક ગુમ થઈ ગયો તે જાણીને તેઓ ઘણાજ અજાયબ થયા. આખરે તપાસ કરતાં, તેઓને એ વાતની ખબર પડી ગઈ કે બાણાસુરે એને બંધનમાં નાંખ્યો છે. ત્યારે કૃષ્ણ અને બળરામ યાદવોની મોટી સેના

લઈને એને છોડાવવાને ઉપડ્યા. બાણાસુરની સાથે તેઓને ભારે યુદ્ધ થયું અને તેમાં બાણાસુર હારી ગયો. ત્યારે ત્હેણે ઉષાને અનિરૂદ્ધની સાથે જાહેર રીતે પરણાવી અને પછી ભપકાભેર ત્હેને સાસરે દ્વારકા વળાવી. સારાંશ, જ્યાં ભગવાનની સહાય છે, ત્યાં આખરે ફતેહજ થવાની. બાણાસુરે ગર્વ અને ઘમંડનાં ઝનુનમાં અનિરૂધ્ધને મુશ્કેટાટ બાંધીને કેદ કર્યો હતો, પણ તેજ બાણાસુરને આખરે અનિરૂધ્ધની સાથે ઉષાને પરણાવવી પડી. ઉષાનું લગ્ન એ સ્નેહ-લગ્ન હતું. ઘણું ખરૂં ખરા સ્નેહનાં પરિણામ રૂપ જે લગ્ન હોય છે તેજ ફતેહમંદ નીવડે છે.



# ૪૨. જરાસંધનો વધ.

આ પ્રમાણે કૃષ્ણે પોતાના ભાઈ, બ્હેન, પુત્ર પૌત્ર વગેરે કુટુંબનાં સર્વ સગાંસંબંધીઓને બધી રીતે સુખી અને નિર્ભય કર્યાં હતાં. કૃષ્ણ તેથી એક સરખી રીતે સઘળાના માનીતા થઇ પડ્યા હતા. બધાંજ ત્હેમને પોતાના પ્રાણરૂપ તથા જીવનના આધાર જેવા સમજતા હતા. મગધ દેશના રાજા જરાસંધે વીસ હજાર રાજાઓને કેદખાનામાં પૂર્યા હતા. ત્હેમણે કૃષ્ણના ઉપર છૂપો સંદેશો મોકલ્યો અને ત્હેમને વિનંતિ કીધી કે 'ત્હમે જો અહીંથી હમારો છૂટકારો કરશો, તોજ હમે જીવતા રહેવા પામીશું.' તે ઉપરથી કૃષ્ણ જરાસંધને જેર કરવાની તક શોધતા હતા. અને એ યોગ્ય તક એકાએક ત્હેમને મળી આવી. એજ અવસર પર રાજા યુધિષ્ઠિરે રાજસૂય યજ્ઞ કરવાનું સાહસ ઉભું કર્યું હતું. અને તે સંબંધમાં કૃષ્ણની સલાહ લેવાને ત્હેમણે પોતાનો માણસ મોકલીને કૃષ્ણને બોલાવી મંગાવ્યા હતા. કૃષ્ણે ઈન્દ્રપ્રસ્થ જઈને યુધિષ્ઠિરને એવી સલાહ આપી કે જ્યાં સુધી સઘળા રાજાઓ ત્હમારે તાબે થાય નહિ અને ત્હમારૂં આધિપત્ય (ઉપરીપણું) સ્વીકારે નહિ, ત્યાં લગી એ યજ્ઞ સંપૂર્ણ થઈ શકે નહિ કૃષ્ણનાં વચન પર એમના ભક્તોને અનહદ શ્રદ્ધા હતી. પાણ્ડવો પણ હંમેશાં કૃષ્ણનાં બોલે બોલ ઝીલી લેતા, અને તે મુજબજ વર્ત્તતા. કૃષ્ણની સલાહને તેથી વગર વિલંબે અમલમાં મુકવામાં આવી.

ભીમસેન, અર્જુન, નકુલ અને સહદેવ એ ચારે ભાઈ મોટું સૈન્ય લઈને ચાર દિશા તરફ નીકળી પડ્યા. ત્હેમણે દેશે દેશના રાજાઓને જીત્યા અને તેઓની પાસેથી ઘણી કીમતી ભેટ લઈ આવ્યા. બધા રાજાઓ શરણે આવ્યા પણ જરાસંધ

ઘણો બળવાન હતો, તેથી ત્હેણે પાણ્ડવોની સરદારી કબૂલ કરી નહિ અને તેઓને કશી ભેટ આપી નહિ. ત્યારે એ જરાસંધને મારવાની કૃષ્ણે યુક્તિ રચી. ભીમસેન અને અર્જુનને લઈને કૃષ્ણ એને મારવાને નીકળી પડ્યા. ત્રણેયે બ્રાહ્મણનું રૂપ લીધું અને જરાસંધની પાસે જઈ પહોંચ્યા. ત્હેની પાસે જઈને તેઓ કહેવા લાગ્યા, "હે રાજા ! હમે ઘણે દૂરથી ત્હારી ખ્યાતિ સાંભળીને અંહિ આવ્યા છીએ. હમારી એક ઈચ્છા છે. ત્હારા સરખો ઉદાર પુરૂષ કોઈ ચીજ ના આપે એ બનેજ શી રીતે?" જરાસંધે જવાબમાં કહ્યું, "ત્હમારે જે જોઈએ, તે ખુશીથી માંગી લ્યો. 'ત્હમે કદાચ મ્હારૂં શિર માંગશો, તો તે પણ આપતાં હું પાછી પાની કરીશ નહિ." તે સાંભળીને કૃષ્ણે કહ્યું, "હમને દ્વંદ્વયુદ્ધ આપો; હમે ક્ષત્રિય છીએ અને ત્હમારી સાથે લડવાને અંહિ આવ્યા છીએ. આ ભીમ છે અને આ અર્જુન છે. મ્હને તો ત્હમે ઓળખતાજ હશો. હું ત્હમારો જૂનો શત્રુ કૃષ્ણ !"

તે સાંભળીને જરાસંધ જરાક ખીજવાઇને કહેવા લાગ્યો:– "અરે મૂર્ખાઓ ! ત્હમે મ્હારી સાથે લડવાને આવ્યા છો ! તો ભલે, હું ત્હમને એ દાન ખુશીથી આપીશ. પરંતુ, હે કૃષ્ણ ! ત્હમે તો એક વાર મ્હારી સાથે લડતાં લડતાં નાસી છુટ્યા છો અને મ્હારા ડરથી મથુરા છોડીને દ્વારકા જતા રહ્યા છો. તેથી હું ત્હમારી સાથે નહિ લડું. અર્જુન તો ઉમ્મરમાં મ્હારા કરતાં નાનો છે, તેથી એની સાથે પણ હું નહિ લડી શકું. હા, ભીમસેન મ્હારો બરોબરીયો છે. એની સાથે હું જરૂર યુદ્ધ કરીશ." એમ કહીને જરાસંધે એક ગદા ભીમસેનને આપી અને બીજી પોતે લીધી. પછી તેઓ શહેર બહાર ખુલ્લા મેદાનમાં ગદાયુદ્ધ કરવા લાગ્યા. બન્ને એ યુદ્ધમાં પૂરા પાવરધા હતા. લડતાં લડતાં

તેઓની ગદા તૂટી ગઇ, ત્યારે તેઓ કુસ્તી કરવા લાગ્યા. બન્ને જબરા મલ્લ હતા. તેથી કોઇ એક બીજાથી ગાંજ્યો જતો ન હતો. એમ યુદ્ધ કરતાં કરતાં સત્તાવીસ દિવસ નીકળી ગયા, પણ બેઉ બરાબર બળીયા નીકળ્યા, એકેય હાર્યો નહિ. ત્યારે એક દિવસ ભીમે કંટાળીને કૃષ્ણના કાલાવાલા કરવા માંડ્યાઃ– જરાસંધ ઘણો જબરો છે; મ્હારાથી એ જીતાય તેમ નથી. હવે તો ત્હમે કાંઈ એને મારવાનો ઉપાય બતાવો, તોજ હું ફાવી શકું.” તે ઉપરથી શ્રીકૃષ્ણે જરાસંધને મારવાનો ઉપાય ભીમસેનને સૂચવી દીધો. ત્હેમણે ઘાસનું એક તણખલું હાથમાં લીધું અને તેના ચીરીને ફાડચાં કર્યાં, ને પછી ફેંકી દીધાં. ભીમસેન બુદ્ધિમાન હતો. આ ઈશારો ત્હેને અમલમાં મૂકવા માટે બસ હતો. ત્હેણે બીજેજ દિવસે જરાસંધની સાથે લડતાં લડતાં ત્હેની એક જાંઘને પોતાના પગવતી દબાવી અને બીજીને હાથવતી પકડીને ચીરી નાંખી. જરાસંધના બે ફાડચા થઇ ગયા, અને તેની સાથેજ તે મરણ પામ્યો. સઘળે હાહાકાર છવાઇ રહ્યો. અર્જુન અને કૃષ્ણ ત્યાં દોડી આવ્યા અને ભીમને શાબાશી આપવા લાગ્યા. સારાંશ, કૃષ્ણની કૃપાથીજ ભીમસેનને હાથે જરાસંધ માર્યો ગયો. પોતાનાં ભકતનો મહિમા વધારવા ખાતરજ કૃષ્ણે જરાસંધને મારવાનું કામ ભીમને હાથ રખાવ્યું હતું. ભકતનાં ગૌરવમાંજ ભગવાન હંમેશાં રાચે છે, એ ધ્યાનમાં રાખવા જેવું છે. જરાસંધનો નાશ થયા પછી ભગવાને ત્હેણે કેદ કરેલા સર્વ કેદીઓને છૂટા કર્યા.



# ૪૩. શિશુપાલવધ.

હવે યુધિષ્ઠિર રાજાએ રાજસૂય યજ્ઞને માટે સઘળી તૈયારીઓ કરવા માંડી. ઘણા ઋષિઓને એમાં નોતરવામાં આવ્યા હતા. યજ્ઞમાં કોની પૂજા પહેલી થવી જોઇએ, તેની ભાંજગડમાં સઘળા મુંઝાવા લાગ્યા. ઘણી તકરાર થઇ, પણ કોની પૂજા પ્રથમ થવી જોઇએ તેનો નિકાલ થઇ શકયો નહિ. તે જોઇને સહદેવે કહ્યું, 'સર્વથી પહેલા પૂજવાયોગ્ય શ્રીકૃષ્ણ છે; તેથી આપ સર્વે એક મત થઈને એમનુંજ પ્રથમ પૂજન કરો.' સહદેવની એ સલાહ સઘળાને ગમી. ઘણાખરા સભાસદોએ તેને વધાવી સુદ્ધાં લીધી. રાજા યુધિષ્ઠિરે તે ઉપરથી સહુથી પહેલું શ્રીકૃષ્ણનું પૂજન કર્યું. પૂજન થઈ રહ્યા બાદ સઘળા લોકોએ શ્રીકૃષ્ણને પ્રણામ કર્યા.

પરંતુ શ્રીકૃષ્ણને આવું અપૂર્વ માન, આટલું પૂજન સત્કાર વગેરે થયાં તે શિશુપાલથી સાંખી રહેવાયું નહિ. કૃષ્ણ પર તો એ પહેલેથીજ નારાજ હતો. એના મિત્ર જરાસંધનો વધ થયા પછી ત્હેનો ક્રોધાગ્નિ વધારે ભભુકી ઉઠયો હતો. અને આજે ભરસભામાં ત્હેમનું પ્રથમ પૂજન થયું તેથી તો એ આખો સળગીજ ઉઠયો હતો. શિશુપાલનું મગજ ક્રોધની જ્વાળાથી ફાટી જવા લાગ્યું. તે એકદમ ઉભો થઈ ગયો અને હાથ ઉંચા કરીને શ્રીકૃષ્ણને પેટ ભરીને ફાવે તેમ ગાળો ભાંડવા લાગ્યો. શિશુપાલે શ્રીકૃષ્ણની ઘણી નિન્દા કીધી, પણ કૃષ્ણ તો ચૂપચાપ બેસીજ રહ્યા. પરંતુ યજ્ઞ મંડપમાં બેઠેલા બીજા બધા સભાસદો તે કેમ કરીને સાંખી શકે ? કાલિદાસે કહ્યું છે કે મહાપુરૂષોની અને ગુરુજનોની નિન્દા કર્યાથીજ પાપ લાગે છે એમ નથી, પરંતુ એવી નિન્દા સાંભળી રહેવાથી પણ આપણે પાપી ઠરીએ છીએ. તેથી સઘળાજ સભાસદો શિશુપાલને સખ્ત ધમકી આપવા

લાગ્યા. પાણ્ડવોને ઘણો ક્રોધ ચઢયો. તેઓ શિશુપાલને મારવાને ધસ્યા. શિશુપાલ પણ તરવાર ઉગામીને તેઓની સામે થયો. તે જોઇને શ્રીકૃષ્ણે પાણ્ડવોને ખસેડી દીધા અને પોતાના સુદર્શન ચક્ર વડે ત્હેનું માથું ઉડાવી નાંખ્યું. શિશુપાલ મરણ પામ્યો, એટલે ત્હેના સંગાથીઓ ત્યાં આગળથી જીવ લઇને નાઠા. પછી યુધિષ્ઠિરનો યજ્ઞ નિર્વિઘ્ને સમાપ્ત થયો. કૃષ્ણ પણ થોડાક દિવસ ત્યાં રહીને પછી દ્વારકા જતા રહ્યા. સારાંશ, મહાપુરૂષો હંમેશાં વિનયનમ્ર, શાંત અને સહનશીલ હોય છે. દુર્જનની દુષ્ટતાથી તેઓ વગર વિચારે કાંઇપણ સાહસ કરી બેસતા નથી. તેમ છતાં જો વાત વધી જાય અને કાંઈ ભારે ખરાબી થવાનો પ્રસંગ ઉભો થાય, ત્યારે એવા શ્રેષ્ઠ પુરૂષો પોતાનો હાથ દેખાડ્યા વિના રહેતા નથી. શિશુપાલના સંબંધમાં કૃષ્ણે એજ નીતિને અમલમાં મુકી હતી.



# ૪૪. આનું નામજ મિત્રપ્રેમ!

## ( સુદામાની વાર્ત્તા )

જેને એકવાર મિત્ર માન્યો, તેવાને કાજે હલકામાં હલકું કામ સુદ્ધાં કૃષ્ણ કરી છૂટતા. અને તેમ કરવામાં તે કદી ઢીલ કરતા નહિ કે હીણપત સમજતા નહિ. મિત્રની કસોટી હંમેશાં વિપત્તના વખતમાંજ થાય છે. તેથી ખરા મિત્રપ્રેમનું એ ખાસ લક્ષણ છે કે આફતમાં તે આપણને કદી પણ તજી દેશે નહિ. અણીને વખતે સાચો મિત્ર અચૂક સહાય કરવાનોજ. કૃષ્ણે તો સર્જ્જનમાત્રના સાચા મિત્ર નીવડવા ખાતરજ જન્મ ધારણ કર્યો હતો. સાધુ પુરૂષોનું રક્ષણ કરીને દુષ્ટોનો સંહાર કરવાને માટેજ એમણે અવતાર લીધો હતો. કૃષ્ણનો મિત્ર તરીકેનો પ્રેમ કેવો હતો, તે નીચેની વાત ઉપરથી બરાબર સમજાશે.

સુદામા જેને શ્રીદામા પણ કહે છે તે શ્રી કૃષ્ણનો જૂનો જીવજાન દોસ્ત હતો. સાંદીપનિ ઋષિને ઘેર બન્નેએ નાનપણમાં સાથેજ વિદ્યાભ્યાસ કર્યો હતો. અભ્યાસ પૂરો થઈ રહ્યાબાદ, કૃષ્ણ મથુરા જતા રહ્યા અને સુદામો પણ પોતાને વતન સીધાવ્યો. ત્યારબાદ ઘણા વર્ષ સુધી બન્નેને એક બીજાનો મેળાપ થયો ન હતો. આણી તરફ કૃષ્ણનો વૈભવ દિનપ્રતિદિન વધતો ગયો અને ત્હેમની કીર્ત્તિ ચારેમેર ફેલાવા લાગી. મિત્રનો આવો ઉત્કર્ષ થએલો સાંભળીને સુદામાના જીવને ઘણોજ સંતોષ થયો. સુદામો ઘણો વિદ્વાન, સુશીલ અને સદાચારી હતો. પરંતુ તે ઘણો દરિદ્રી હતો, એ મોટા સંતાપની વાત હતી. તેમ છતાં જે કાંઈ પોતાને મળતું તેમાં સંતોષ માની લેતો. ત્હેને બૈરી પણ પોતાના જેવીજ

સુશીલ અને લાયક મળી હતી. પણ તેઓની ગરીબાઈ એવી કમનશીબ હતી કે પતિ પત્નીને શરીર ઢાંકવા જેટલાં વસ્ત્ર અને ખાવાને પેટપૂર અન્ન મળતું નહિ. આખરે ભૂખનું દુઃખ તેઓને ઘણું ભારે થઈ પડ્યું. પોતાનો પતિ અને કૃષ્ણ એ બન્ને બાળપણાંનાં મિત્રો હોઈ તેઓને એકમેકના ઉપર અત્યંત પ્રેમ છે, તે વાત સુદામાની સ્ત્રીને અજાણી ન્હોતી. સુદામો જો એક-વાર કૃષ્ણની પાસે જાય તો પળવારમાં તેઓનું દારિદ્રય દૂર થયા વિના રહે નહિ, એમ એ બાઇ ખાતરીપૂર્વક માનતી હતી. તેથીજ તે પોતાના પતિને કૃષ્ણને મળવા જવાની રોજ આગ્રહભેર ભલામણ કરતી. સુદામાની સ્ત્રી આમ રોજ ત્હેની પાછળ ખાઇપીને મંડતી, છતાં સુદામો ત્હેના બોલવા પર ઝાઝું લક્ષ આપતો નહિ. પરંતુ એક દિવસ સુદામાને મન એમ થઈ આવ્યું કે, મ્હારે દ્રવ્યની લાલચને લઇને નહિ તોયે મ્હારા બાળમિત્રને ઘણે દહાડે મળવા માટે પણ એક વખત દ્વારકા જઈ આવવું જોઇએ. એમ ધારીને સુદામાએ દ્વારકા જવાનું છેવટે નક્કી કર્યું. ઘણે દહાડે મિત્રને મળવા જવાનું તે કાંઈ છેક ખાલી હાથે જવાય? કાંઈક ચીજ ત્હેને ભેટ ધરવીજ જોઇએ. પણ સુદામાના ઘરમાંથી કૃષ્ણને ખપ લાગે એવી કોઈ કરતાં કોઈ વસ્તુ નીકળી આવી નહિ. ત્યારે ત્હેની સ્ત્રીએ આડોશી-પાડોશીને ઘેરથી ચાર મુઠી પંઉઆ માંગી લાવીને સુદામાના ધોતીઆને છેડે તે બાંધી આપ્યા. તે લઈને ઋષિજી નીકળી પડ્યા અને ઠેઠ દ્વારકા આવીને ઉભા રહ્યા. દ્વારકાનો શો તે વખતનો ઠાઠ હતો! પ્રેમાનંદે તેનું નીચે પ્રમાણે વર્ણન કર્યું છેઃ—

"ઋષિ કહે સાંભળ નરપતિ, સુદામે દીઠી દ્વારામતી;
કનકકોટ ચળકારા કરે, મણિમય રત્ન જડયાં કાંગરે."

એ કોટનાપર પહેરેગીરોનો સખ્ત બંદોબસ્ત હતો. તે માંહેથી જેમતેમ મહાકથાવટે સુદામા ઋષિ છટકવા પામ્યા. બીજા એક વિપ્રની સાથે ત્હેમણે આખરે દ્વારકા નગરીની અંદર પ્રવેશ કીધો. પણ કૃષ્ણનો રાજમહેલ શોધી કાઢતાં સુદામાને ઘણા વનેખ્મા પડ્યા. આખરે એક 'વૃદ્ધ જાદવે કીધો ઉપકાર, દેખાડી દીધું રાજદ્વાર.' પણ સુદામાની તેની અંદર દાખલ થવાની કેમે કરતાં જીકર ચાલતી ન્હોતી. જવું કે નહિ જવું તેને માટે એમના મનમાં ઘણા સંકલ્પ વિકલ્પ થયા કરતા હતા.

"ગહન દીસે છે કરમની ગતિ, અમે એક ગુરૂના વિદ્યારથી,
એ થઈ બેઠો પૃથ્વીપતિ, મ્હારા ઘરમાં ખાવા રજ નથી."

આખરે પ્રતિહાર સાથે સંદેશો કહેવડાવીને ઋષિરાજ અંદર ઘુસ્યા. સુદામાને જોતાવારને કૃષ્ણ આંફળાફાંફળા ત્હેની પાસે દોડી ગયા. કૃષ્ણ સુદામાને મળવાને કેવા અધીરા થઈ ગયા હતા તેનું વર્ણન પ્રેમાનંદે ઘણા અસરકારક શબ્દોમાં કર્યું છે.

"મહારો બાળસ્નેહી સુદામોરે, હું દુખિયાનો વિસામોરે;
ઉઠી ધાયા જાદવ રાયરે, નવ પહેર્યાં મોજાં પાયરે.
પીતાંબર ભોમ ભરાયરે, જઈ રૂખમણી ઉંચું સાહેરે;
અતિ આણંદે ફૂલી કાયરે, હરિ દોડે ને શ્વાસે ભરાયરે."

હરખઘેલ સુદામાની પાસે કૃષ્ણ દોડી આવ્યા અને ત્હેને ભેટી પડ્યા. બન્ને મિત્રોએ એક બીજાને કુશલ સમાચાર પૂછ્યા. ત્યારબાદ કૃષ્ણે 'સુખ સેજાએ રૂખીને બેસાડ્યા, ચમર કરે ચક્રપાણી.' સુદામાને સુંદર આસન પર બેસાડીને ત્હેમનું પૂજન કર્યું તથા ઉત્તમ પ્રસાદ ખાવાને અર્પણ કર્યો.

આવા ચીંથરે હાલ કંગાલ બ્રાહ્મણને કૃષ્ણ આટલું બધું માન કેમ આપે છે તે કોઈથી કળાયું નહિ. પછી બન્ને

મિત્રોએ પોતાનાં સુખ દુઃખની વાતો એક બીજાને કહી. ગુરૂને ઘેર બન્ને જણાં સાથે ભણતા હતા તે વખતનો બાળપણાંનો જૂનો ઇતિહાસ ઉકેલાયો. આપણે કેવા સાથે હરતા હતા, ફરતા હતા, રમતા હતા, ખેલતા હતા, વગેરે નાનપણની યાદદાસ્ત પાછી બન્નેએ તાજી કરી. "હાજી નાનપણાનો નેહ મુને કેમ વીસરેરે; આપણે અંન ભીખ્યા કરી લાવતા, મળી જમતા ત્રણે ભાત; આપણ સૂતા એક સાથરે, સુખ દુઃખની કરતા વાત." આવી આવી વાતો કરતાં બન્નેની આંખમાંથી પ્રેમાશ્રુ વહેવા લાગ્યાં. એવામાં કૃષ્ણની ઓચીંતી દૃષ્ટિ પડી સુદામાના ધોતીયાની ગાંઠપર અને તે બોલી ઉઠયા.

"મનવાંછિત ફળ આજ હું પામ્યો, મિત્ર મળવાને આવ્યા;
કાંઈ ચતુર ભાભીએ ભેટ મોકલી, કહો સખા શું લાવ્યા ?
ચરણ તળે શું ચાંપી રહ્યા છો, મોહોટું મન કરી કહાડો;
અમજોગ એ વસ્ત ન હોય, તો દૂર થકી દેખાડો." પરંતુ,

"સુદામાજી સાંસે પડીઆ, જે લજ્જા મારી જાશે,
ભરમ ભાંગશે તાંદુલ દેખી, તો કૌતક સરખું થાશે." અર્થાત્

આવા વૈભવ અને ઐશ્વર્યવાળા કૃષ્ણને આવી પઉંઆ જેવી હલકી ચીજ ભેટ ધરતાં સુદામા ઋષિ લજવાયા. શરમના માર્યા તે મુંગા રહ્યા. અંતર્યામી કૃષ્ણ ઋષિના મનની વાત જાણી ગયા.

"સુદામાના મનની શોચના શામળીએ સધ જાણી;
હસતાં ખસતાં પાસે આવ્યા, તાંદુલ લીધા તાણી."

શ્રી કૃષ્ણે એકદમ સુદામાના ધોતીયાનો ગાંઠવાળો છેડો જોસથી ખેંચ્યો એટલે 'કણ વેરાણા ને પાત્ર ભરાણું જોઈ રહ્યો જુવતીનો સાથ !' શ્રીકૃષ્ણે તેમાંહેથી એક મુઠ્ઠી ભરીને પંઉઆં

લઈને ભારે મિષ્ટાન્ન જાણે ખાતા ના હોય તેવા સ્વાદથી ખાધા. ત્યારબાદ કહેવા લાગ્યા, હે સુદામા! "આ તાંદુલનો સ્વાદ એવો છે, નથી આરોગ્યો એકવાર;" કેમકે,

"જાચકરૂપ થયા જગજીવન, પ્રીત રૂદેમાં વ્યાપી;
મુઠ્ઠી ભરીને તાંદુલ લીધા, દારિદ્ર નાખ્યું કાપી.
કર મરડીને લીધી ગાંઠડી, સાથે ત્યાં દુઃખ મોડયાં;
જ્યમ ચીંથરાં નાથે છોડયાં, ત્યમ ત્યમ ભવનાં બંધન છોડયાં."

સુદામાનું દુઃખ દૂર કરવા ખાતરજ કૃષ્ણે આટલા આગ્રહથી અને ભાવથી ત્હેના પંઉઆં ખાધા. એ સઘળો પ્રેમનો પ્રભાવ સમજવો અથવા કૃષ્ણ ભગવાનની ભક્તવત્સલતાનો અદ્‌ભુત ચમત્કાર જાણવો. એક રાત દ્વારકામાં રહીને બીજે દિવસ સ્હવારના પ્હોરમાં સુદામા ઋષિ ત્યાંથી વિદાયગીરી માંગીને ઘેર જવાને નીકળી પડ્યા. મતલબકે, જેવા આવ્યા હતા તેવાજ ખાલી હાથે પાછા ઘરભણી જવા માંડયું. રસ્તે ચાલતાં સુદામાના જીવને અજબ સંતાપ થવા લાગ્યો. ઋષિરાય કાંઈ કાંઈ તર્ક વિતર્ક કરવા લાગ્યા. સંકોચને લીધે હું માંગતાં શરમાયો અને કૃષ્ણે પણ મ્હારી કંગાલ સ્થિતિ જાણવા છતાં મ્હને પોતાની રાજીખુશીથી કાંઈ આપ્યું નહિ. કૃષ્ણ સર્વને ન્યાલ કરી નાંખે છે, છતાં મ્હારૂં કેવું કમનશીબ કે મ્હને પુટી બદામ સરખી આપી નહિ? ગમે તેમ પણ મ્હારા પ્રત્યેનો એમનો મિત્રભાવ તો કાયમ છે ને? મ્હારી કેટલી બધી આગતાસ્વાગતાને સરભરા કીધી, એ કાંઈ જેવું તેવું ભાગ્ય કહેવાય? ખેર, ધન આપ્યું નહિ તો એક રીતે સારૂંજ થયું. દ્રવ્યના મદથી અવળે માર્ગે દોરવાઈ જાત અને પ્રભુનાં ભજનમાં ખલેલ પડત.

"કૃષ્ણે મુજને કરુણા કીધી, દરિદ્ર દુઃખ નવ લીધું હરી;
સુખ પામ્યે વાધે ક્રોધ ને કામ, દુઃખે સાંભરશે શ્રીરામ."

આમ અનેક રીતે પોતાનાં મનને મનાવતા અને શાંત પાડવાની કોશીશ કરતાકરતા ઋષિજી પોતાનાં ગામની નજીક આવી પહોંચ્યા. પરંતુ પોતાના ગામનો ઠાઠમાઠ અને ભપકો જોઇને ઋષિના વિસ્મયનો પાર રહ્યો નહિ. ગામનું સ્વરૂપજ તદ્દન બદલાઈ ગયું હતું. શ્રીમંતી ઠાઠના મોટાં ભવ્ય મકાનો, મહેલો અને સુંદર બાગ બગીચા અને કીંમતી વસ્ત્ર અલંકાર વગેરે પહેરીને ઉભા રહેલા સ્ત્રી પુરૂષોની ભારે મેદની—એ સઘળું જોઇને ઋષિજી છક થઈ ગયા ! પોતાની ઝુંપડીની જગાએ ઇન્દ્રભુવન સરખો મહેલ જોઇને ભાન ભૂલીને સુદામો ત્યાં ફેરા ફરવા લાગ્યો. ભારે વિમાસણમાં પડી જઈ ને તે કકળાટ કરવા લાગ્યોઃ—

"તૂટી સરખી ઝુંપડી ને લૂંટી સરખી સુંદરી;
સડયાં સરખાં છોકરાં, તે નવ મળ્યાં મુજને ફરી."

એટલામાં સોળ શણગાર સજીને સ્વર્ગની કોઈ દેવી હોય તેવા વૈભવભર્યા ઠાઠમાઠમાં સુદામાની સ્ત્રી ત્યાં આવી પહોંચી. સુદામાએ ત્હેને ઓળખી સુદ્ધાં નહિ !

"સુદામે જાણી આવી રાણી, ઇંદ્રાણી કે રૂખમણી,
હશે સાવિત્રી કે સરસ્વતી, શું શક્તિ દીસે શિવતણી."

આ શો ચમત્કાર ? આ તે સ્વપ્ન હશે કે ઇન્દ્રજાળનો ખેલ હશે, તે કયાં સુધી સુદામાને સમજાયું નહિ. ઋષિપત્નીએ ક્ષણવારમાં સુદામાનો હાથ ઝાલ્યો અને ત્હેમને ઘરની અંદર ઘસડી ગઇ. અને કહેવા લાગીઃ—

"ઋષિ પત્ની કહે સ્વામી માહરા, તમે રખે દેતા શાપ;
દારિદ્રય ગયાં નવાં ઘર થયાં, શ્રીકૃષ્ણ–ચરણ–પરતાપ."

ત્યારે સુદામાને ભાન થયું કે આ સઘળું શ્રીકૃષ્ણની કૃપાનુંજ શુભ પરિણામ છે. સુદામાના આનંદનો પાર રહ્યો નહિ. તે પહેલાં કરતાંયે વધારે કૃતજ્ઞબુદ્ધિથી પ્રભુની ભકિત કરવા લાગ્યા. જેઓ એકનિષ્ઠાથી અને સાફ દીલથી પ્રભુને ભજે છે, તેઓનું સર્વ પ્રકારે હંમેશાં શુભજ થાય છે.



# ૪૫. સુભદ્રા હરણ.

સુભદ્રા શ્રીકૃષ્ણની સગી બ્હેન હતી. જ્યારે તે મોટી થઈ, ત્યારે ત્હેનો વિવાહ કરવાની ભાંજગડ થવા લાગી. બળરામને ત્હેને દુર્યોધનને વરાવવાનું મન હતું પણ કૃષ્ણને એ વિચાર ગમતો ન્હોતો. પણ બળરામ રહ્યા મોટાભાઈ એટલે ત્હેમની સામે થવાની કોઈની ઝાઝી હીંમત ચાલતી નહુતી.

સુભદ્રાના વિવાહની આમ ગડમથલ ચાલી રહી હતી તે અરસામાં અર્જુન તીર્થયાત્રા કરતો ત્યાં આગળ આવી પહોંચ્યો. સુભદ્રાના વિવાહની વાત તે વખતે ત્હેના જાણવામાં આવી. બળરામ સુભદ્રાને દુર્યોધનને દેવા માંગે છે અને કૃષ્ણને તે વાત પસંદ નથી. એ ભેદ પણ અર્જુન કળી ગયો. તરતજ એણે તેનો લાભ લીધો. બળરામને છક્કડ ખવડાવવાને અર્જુન સંન્યાસીનું રૂપ લઈને દ્વારકા આવી પહોંચ્યો. ચોમાસાના ચાર માસ તે ત્યાંજ રહ્યો. એક દિવસ બળરામે ત્હેને સંન્યાસી સમજીને પોતાને ઘેર જમવાને તેડ્યો. અર્જુને પણ બળરામને ઘેર જઈને મન માન્યો પ્રસાદ આરોગ્યો. સુભદ્રાનું સુંદર રૂપ જોઈને તે મોહ પામ્યો. અર્જુન પોતે પણ ઘણો ફુટડો અને દેખાવડો હતો. તેથી સુભદ્રા પણ એને જોઈને મોહિત થઈ ગઈ હતી, અને તેજ ક્ષણે મનથી એને વરી ચુકી હતી. અર્જુન પણ સુભદ્રાને છાનીમાની હરી જવાની તક હવે શોધવા લાગ્યો. એક દિવસ કોઈક ઓચ્છવ પ્રસંગે સુભદ્રા રથમાં બેસીને ફરવા જતી હતી. વસુદેવ, દેવકી અને શ્રીકૃષ્ણની સંમતિથી અર્જુને તે વખતે એને રથમાંથી ઉતારી લીધી અને પોતાને ઘેર વગર વિલંબે લઈ ગયો. બળરામને

પાછળથી એ વાતની ખબર પડી. ત્યારે ત્હેમનો પિત્તો ખસી ગયો. ક્રોધના આવેશમાં બળરામે પોતાનું હળ હાથમાં લીધું, અને અર્જુનનો નાશ કરવાનો નિશ્ચય કર્યો. તે વખતે કૃષ્ણે બળરામના પગ પકડીને બહુબહુ કાલાવાલા કર્યા અને ત્હેમને જેમ તેમ મહા મુસીબતે ટાઢા પાડ્યા. ત્યારપછી બન્ને ભાઇઓએ સાથે મળીને ઘણા વખત સુધી મસલત કીધી. પછી અર્જુનને બેલાવીને બરાબર વિધિપૂર્વક ત્હેનાં સુભદ્રાની સાથે લગ્ન કર્યાં, અને પુષ્કળ દ્રવ્ય આપીને ત્હેને વિદાય કર્યો. સારાંશ, કૃષ્ણનો મિત્રપ્રેમ કેવો છે તે આ વાત ઉપરથી પણ બરાબર ધ્યાનમાં ઉતરશે. પોતે મુસીબત વેઠીને મિત્રનું હલકામાં હલકું કામ પણ તે કદી કર્યા વિના રહેતા નહિ. સુદામાને જેમ વૈભવ અને સમૃદ્ધિ બક્ષીને ન્યાલ કર્યો, તેવીજ રીતે અર્જુનને પોતાના મોટાભાઈનો ગુસ્સો સહન કરીને પોતાની બ્હેન પરણાવી, અને પોતાના ભક્તને એ પ્રમાણે કૃતાર્થ કર્યો.



# ૪૬. રાજાયદુ અને દત્તાત્રેયનો સંવાદ.

એક વખત યદુરાજા શિકાર કરવાને ગયો હતો. તે વખતે અરણ્યમાં દત્તાત્રેયની એને મુલાકાત થઈ. તે રાજા ધર્મનિષ્ઠ અને વિવેકી હતો. તેથી દત્તાત્રેયને જોતાંવારને તે તરત ચેતી ગયો કે આ કોઈ બ્રહ્મવેત્તા છે, માટે એને મ્હોંએથી જ્ઞાનની વાતો સાંભળવી જોઈએ. એવી મતલબથી યદુરાજા ત્હેમને પૂછવા લાગ્યો:—"મહારાજ! આપ કાંઈ ધંધો કરતા નથી છતાં આપને આવી વિચક્ષણ બુદ્ધિ અને આવું અદ્‌ભુત જ્ઞાન ક્યાંથી મળ્યાં છે? આપ વિદ્વાન હોવા છતાં અજ્ઞાન બાળકની પેઠે કેમ ફર્યાં કરો છો! સંસારનાં સુખોથીજ આનંદ પ્રાપ્ત થાય છે, એમ હું સમજતો હતો, પણ આપતો સંસારનાં તમામ બંધનોથી છૂટા છો, છતાં આપને આનંદ મળે છે તે કેમ કરીને અને ક્યાંથી?"

યદુરાજાના આવા પ્રશ્નો સાંભળીને દત્તાત્રેયે કહ્યું, "હે રાજા! મ્હેં મ્હારી બુદ્ધિ વડે ઘણા ગુરૂઓ કર્યા છે. તેઓની પાસેથી મ્હને જે જ્ઞાન મળ્યું છે, તેથીજ હું આવી જીવન્મુક્ત દશામાં બધે ફરતો ફરૂં છું. મ્હેં મ્હારી મનની ઉલટથીજ ઘણા ગુરૂઓ કર્યા છે, તેમાં ચોવીસ ગુરૂઓ મુખ્ય છે. તેઓનાં નામ અને તેઓની પાસેથી શું શિક્ષણ મ્હને મળ્યું તે કહું છું.

૧. પૃથ્વી પાસેથી મ્હેં ક્ષમાની શિક્ષા લીધી છે. પૃથ્વીના બે ભેદ છે. પર્વત અને વૃક્ષ. પર્વત ઉપર થતી સઘળી ચીજો ફળફુલ, ઝાડ, ઘાસ, નદીનાળાં વગેરે—બીજાના ઉપયોગને માટેજ હોય છે. પર્વતને તેમાં કશો સ્વાર્થ રહેતો નથી. આપણે પણ એ પ્રમાણે ઈશ્વરાર્પણ બુદ્ધિથી જન સમાજનાં હિતનાં કામો કર્યાં કરવાં જોઈએ. વૃક્ષ પણ પારકાના સુખને કાજે છે. સાધુ પુરૂષનું જીવન પણ પરોપકારમાંજ પરોવાવું જોઈએ. પર્વત તથા વૃક્ષને

કોઈ ગમે તેટલું કષ્ટ આપે, છતાં એ તો પારકાનું હિતજ કર્યા જાય છે. ૨. વાયુનો બધી જગોએ સંચાર થતો હોવા છતાં તે કશાયમાં બંધાઈ જતો નથી, તેવીજ રીતે ઇન્દ્રિયો પોતપોતાનાં કામ બજાવ્યાં જાય છતાં તેના વિષયોના ગુલામ બની જવું નહિ. અનાસકિતનો ગુણ વાયુ પાસેથી મળ્યો, માટે એને હું ગુરૂ માનું છું. ૩. આકાશજેમ બધે ફેલાઈરહેલું હોવા છતાં, જે સ્થાનમાં તે વ્યાપી રહ્યું હોય છે, તેની સાથે તેને કશો સંબંધ નથી, તેવીજ રીતે આત્મા સર્વવ્યાપી અને અસંગ છે. કેમકે જે આત્મા દેહને વિષે તેજ સર્વત્ર જગત્માં વ્યાપી રહ્યો છે. એજ પ્રમાણે સંસારની સર્વ ચીજોમાં ઈશ્વર ઓતપ્રોત વ્યાપી રહેલો છે. ઈશ્વરની સર્વવ્યાપકતા અને વિભુત્વનું જ્ઞાન આકાશ પાસેથી મળ્યું.

૪. પાણીનો સ્વભાવ ઠંડો, મીઠો અને નિર્મલ છે તે પ્રમાણે મુનિએ પણ શાંત, નિર્મલ રહી મધુર ભાષણ કરવું અને બીજાને સારો બોધ આપીને નિર્મલ બનાવવા.

૫. અગ્નિ જે કાંઈ સારૂં નરસું મળે છે તે ખાય છે અને ઉદરનેજ પાત્ર કરે છે તે પ્રમાણે મુનિએ સંતોષ રાખીને જે કાંઈ મળે તે ખાઈ લેવું અને ઉદરનેજ પાત્ર બનાવવું. અગ્નિ જેમ તેજસ્વી હોય છે તેમ મુનિએ પણ આવી સંતોષવૃત્તિથી અને તપ વગેરેથી તેજસ્વી બનવું.

૬. ચંદ્ર જેવો અવિચલ, અને અવિકારી રહે છે તેમ આત્માપણ અમર, અવિનાશી છે. કલાની વૃદ્ધિ અથવા ક્ષય થવાથી ચંદ્રની પોતાની વધઘટ થઈ જતી નથી. તેવીજ રીતે જન્મથી મરણ સુધીના જેજે ફેરફાર છે, તે તે બધા દેહના છે, આત્માના નથી. એ જ્ઞાન ચન્દ્ર પાસેથી મ્હને મળ્યું છે.

૭. સૂર્ય પોતાના કિરણો વડે જળને શોષી લે છે અને પાછો તેને સમયપર તજી પણ દે છે, તેવીજ રીતે જ્ઞાની પુરૂષ પણ વસ્તુઓ ભલે ભેગી કરે પણ કોઈ માંગે ત્યારે આપી દે છે. સૂર્ય જેમ જળમાં આસકત થતો નથી, તેજ પ્રમાણે જ્ઞાની પણ પોતાની સંગ્રહેલી વસ્તુમાં મોહમાયા કે મમતા રાખતો નથી.

૮. કોઇના ઉપર અતિશય પ્રીતિ કે આસક્તિ રાખવી નહિ. કબૂતરને અમુક બાબતમાં મોહાસકિત થવાથી દુઃખી થવા વારો આવ્યો હતો.

૯. અજગરના જેવી નિવૃત્તિ અને સંતોષ ધારણ કરવાં, અને આત્મવિચાર કર્યા કરવામાં જાગૃત રહેવું.

૧૦. ઘણી નદીઓનાં પાણી ભેગાં થવા છતાં સમુદ્ર છલકાઈ કે ઉભરાઈ જતો નથી. તેવીજ રીતે ગંભીર, નિશ્ચલ અને પ્રસન્ન દરેક દશામાં રહેવું.

૧૧. પતંગીઉં દીવાના તેજપર મોહિત થઈને તેમાં પડીને બળી જાય છે; તેવીજ રીતે સુંદર રૂપ જોઈને કામાસક્ત થવું નહિ. સ્ત્રીઓના મોહમાં ફસાઈને ફરીફરી જન્મ મરણની રેંટમાળની ઉપાધિમાં સપડાવું નહિ.

૧૨. ભ્રમરની પેઠે જ્યાંથી મળે ત્યાંથી ગુજરાનનું સાધન મેળવવું. એકજ જગોએ ભરાઈ બેસનારને ભમરાની માફક કેદી થવું પડે છે.

૧૩. મધનો સંગ્રહ કર્યાથી મધમાખીનો જેમ નાશ થાય છે, તે પ્રમાણે સંસારનાં સુખોની સામગ્રીઓ ભેગા કરનારાનો નાશ થાય છે.

૧૪. હાથેણના અંગનો સ્પર્શ કરવાની ઇચ્છાથી હાથી ખાડામાં જેમ ગબડી પડે છે, અને બંધાઈ જાય છે અને માવતના અંકુશનો માર ખાય છે, તેવીજ દશા કામી પુરૂષની થાય છે.

૧૫. હરણ જેમ ગાયન વડે બંધનમાં ફસાઈ જાય છે તેજ પ્રમાણે સુંદરીઓનાં ગાયન (મધુર શબ્દો)થી જન્મ મરણની બેડીમાં જકડાવું પડે છે.

૧૬. જીભના ચટાકાથી માછલાંનું જેમ મોત નીપજે છે, તેમ સંસારનાં ઉપલકીયા દૃષ્ટિથી મીઠા જણાતા વિષયસુખોથી મનુષ્યની અધોગતિ થાય છે.

૧૭. આશા દુઃખનું કારણ છે અને આશાનો અભાવ (નિસ્પૃહીપણું) સુખદાયી થઈ પડે છે, એ વાતનું ભાનપિંગલાનાં દૃષ્ટાન્ત પરથી મ્હને થયું.

૧૮. દૂધ પીનારો બાળક જેમ બેફીકર, સંતોષી અને આનંદી રહે છે, તેજ પ્રમાણે જ્ઞાની પુરૂષે સઘળી સ્થિતિમાં નિર્દ્વંદ્વભાવ સેવી આત્મજ્ઞાનનીમસ્તીમાં નીડર, અડગ અને અચલરહેવું.

૧૯. ત્યાગમાંજ સુખ છે. એ જ્ઞાન કુરર પક્ષી પાસેથી મળ્યું. માંસને લીધે બીજા બળવાન પક્ષીએ તેને સતાવીને તે માંસ ઝુંટવી લીધું. વૈરાગ્ય વડેજ નિર્ભય થવાય.

૨૦. ઘણા માણસો ભેગાં રહેવાથી કજીયો ટંટો થાય; બે હોય તો ગપ્પાં ચાલે. ધ્યાન તપ વગેરે થાય નહિ. તેથી સાધુ પુરૂષે એકલાં રહેવું. એ બોધ કુમારી પાસેથી મળ્યો.

૨૧. એક બાણ બનાવનારો પોતાનાં બાણને સીધું કરવામાં એટલો બધો ગરક થઈ ગયો હતો કે પાસે થઈને વાજતી ગાજતી રાજાની સ્વારી ગઈ, તેની ખબર સરખીયે તેને પડી નહિ. પરમાત્માના ધ્યાનમાં યોગી પુરૂષનું ચિત્ત ચોંટી જાય તો પછી સંસારનાં સુખોની લાલચમાં તે લપટાય નહિ અને પ્રભુપદને પામવામાં આવરણ અને વિક્ષેપ નડે નહિ.

૨૨. સાપ તૈયાર બાંધેલા ઘરોમાં, ઝાડની બખોલમાં પડી રહે છે, પણ ખાસ ઘર બાંધતો નથી. તેજ પ્રમાણે જ્ઞાનીએ ગમે તે સ્થળે એકાંતમાં પડી રહેવું.

૨૩. કરોળીયો પોતાના મ્હોંડામાંથી તાંતણા કાઢે છે ને તેની જાળ ફેલાવે છે; પછી થોડોક વખત રમત કરીને પાછી તેને ખાઇ જાય છે, તેવીજ રીતે પરમાત્મા પોતાની મેળે જગત્‌ને નિર્માણ કરે છે, તેને વિષે થોડોક વખત ક્રીડા કરે છે અને પછી એજ જગત્‌ને પોતાની અંદર સમાવી દે છે. એ જ્ઞાન મને કરોળીયા પાસેથી થયું.

૨૪. પ્રાણી જે વસ્તુમાં એકાગ્રચિત્તથી પોતાનું મન પરોવે છે, તેવોજ આબેહુબ તે થઈ જાય છે. જેવી ભાવના તેવી સિધ્ધિ મળે છે. આદર્શનું ચિન્તવન કરનારો તે આદર્શના સ્વરૂપને પામે છે. ભમરો કીડાને પોતાના દરમાં પકડી લાવે છે, અને જતાં આવતાં તેને ચટકો ભરે છે. એટલે ભયનોમાર્યો તે કીડો ભમરાનેજ યાદ કર્યા કરે છે અને છેવટે પોતે ભ્રમર રૂપ થઈને ઉડી જાય છે. એને કીટ ભ્રમરન્યાય પણ કહે છે. મ્હારા ચોવીસ ગુરૂઓ અને તેમની પાસેથી લીધેલો બોધ આ પ્રકારે છે. એ બોધને લીધેજ મ્હને બ્રહ્મજ્ઞાન થયું છે. યદુરાજાને દત્તાત્રેયનો આવો બોધ સાંભળીને જ્ઞાન ઉત્પન્ન થઈ ગયું. ત્હેમને પ્રણામ કરીને તે ઘેર આવ્યો અને ગુરૂના ઉપદેશને અનુસરીને વર્ત્તવા લાગ્યો અને-આખરે પરમાત્માના સ્વરૂપમાં સમાઈ ગયો. સારાંશ, નરજન્મ વારંવાર મળતો નથી. પૂર્વજન્મનાં પુણ્યો ભેળાં થયાં હોય તોજ મનુષ્યદેહ મળે છે. તેથી પાપકર્મ કરીને તેને એળે ગાળવો નહિ. ધર્મ સંબંધી જ્ઞાન મેળવવું અને તે મુજબ શુધ્ધ અંતઃકરણથી વર્ત્તવું. ગુરૂ અને શાસ્ત્રનાં વચનો ઉપર આસ્થા રાખ્યાથીજ ઇશ્વરની કૃપા મેળવી શકાય છે.

---

# ૪૭. અવતાર પૂરો થયો.

દુષ્ટોને સજા કરવી અને ધર્મને રસ્તે જેઓ ચાલતા હોય તેવા સાધુપુરૂષોનું રક્ષણ કરવું, એજ હેતુ પારપાડવાને કૃષ્ણે જન્મ લીધો હતો. જીંદગીભર ત્હેમણે અથાગ પુરૂષાર્થ કરીને એ હેતુને બરાબર પાર પાડ્યો હતો. એ કારણને લીધે અને ખાસ કરીને ત્હેમનાં હેતાળ માયાળુપણાંને લઈને લોકોનાં ચિત્તનું આકર્ષણ પણ ત્હેમના પ્રત્યે કાંઈક કારમુંજ હતું. કૃષ્ણના અવતારનો મુખ્ય ઉદ્દેશ કંસ, જરાસંઘ સરખા દુષ્ટ રાક્ષસોનો નાશ કરવાનોજ હતો. તે ઉદ્દેશ સફળ થયા પછી કૃષ્ણે પોતાના અવતારનો અંત લાવવાનો વિચાર કર્યો. સ્વર્ગના દેવોએ પણ એવીજ સૂચના કીધી. કૃષ્ણનો અવતાર ખલાસ થયાની ચમત્કારિક કથા નીચે મુજબ છે.

યાદવોના કેટલાક છોકરા પિંડારક ક્ષેત્રમાં ગયા હતા. ત્યાં રમતાં રમતાં ત્હેમણે પોતામાં હેના સાંબ નામના એક છોકરાને ભારેવાઈ ભામિનીનો વેશ સજાવ્યો. અને પડોસમાંજ એક ઋષિ રહેતા હતા ત્હેમની પાસે જઈને મજાકભેર ત્હેમને પૂછ્યું કે, 'આને છોકરો સાંપડશે કે છોકરી ?' છોકરાઓએ માંહોમાંહ્ય પોતાના બરોબરીયાની મજાક મશ્કરી કરવાનું મુકી દઈને મર્યાદા ઓળંગી જઈ ઋષિ સરખા વૃધ્ધ અને પવિત્ર તપસ્વીની છેડ કીધી. તો તેનું ફળ તમામ યાદવોને ભોગવવું પડ્યું. "જે જન મશ્કરી કરવા જાય, મોડો વહેલો તે પસ્તાય." એ નિયમ પ્રમાણે યાદવોના ભુરા હાલ થયા. ઋષિએ ગુસ્સે થઈને ઝટ શ્રાપ દઈ દીધો કે, 'એને એક મૂસળું અવતરશે અને તેનાથી તમારો સઘળાનો નાશ થશે.' ઋષિનું વચન કદી મિથ્યા થાય ખરૂં ? સાંબે સ્ત્રી વેશ ઉતાર્યો કે તરતજ ત્હેના પોશાખમાંથી એક લોખંડનું સાંબેલું નીચે પડ્યું. ત્યારે છોકરાઓ સઘળા ચોંકી ઉઠ્યા અને તે મુસળું લઈને ઉગ્રસેન અને વસુદેવની પાસે

દોડી ગયા. તેઓએ કહ્યું કે એ મુસળાંને જોરથી પત્થર પર પટકજો અને એના જે ચૂરા અને કકડા થાય તેને મસાંદ્રમુ ફેંકી દેજો. છોકરાઓએ તે પ્રમાણે કર્યું પણ તેટલાથી કાંઈ સંકટ ટળ્યું નહિ. સમુદ્રમાં ફેંકેલા ટુકડા એક માછલી ગળી ગઈ. માછીની જાળમાં તેજ માછલી પકડાઈ અને ત્હેણે તેને ચીરી એટલે તેના પેટમાંથી લોખંડના ટુકડા નીકળ્યા. તે ત્હેણે એક પારધીને આપ્યા. પારધીએ તે ટુકડાઓનો બાણુના તીર તરીકે ઉપયોગ કરવા માંડયો. આણીતરફ દ્વારકામાં અપશુકન થવા લાગ્યા. તે વખતે સ્ત્રીઓ અને ઘરડાં માણસ સિવાય બીજાં બધાં યાદવોને કૃષ્ણે શંખોધ્ધાર તીર્થ મોકલી આપ્યાં, અને બળરામ સંગાથે પોતે પ્રભાસતીર્થ ઉપડ્યા. શંખોધ્ધાર ગએલા યાદવોને દારૂ પીવાની બુધ્ધિ સૂઝી અને ત્હેમણે મનમાન્યો દારૂ પીને ખૂબ ધાંધલ મચાવી. તેઓ એટલા બધા મસ્તીમાં આવી ગયા કે ગાળાગાળ કરીને માંહોમાંહ્ય મારામારી કરવા મંડી ગયા. યાદવોએ એક બીજાનો પક્ષ લઈને સખ્ત ઘમસાણ મચાવ્યું. લડાયક જુસ્સાની આગ એકદમ બધે ફેલાઈ ગઈ. સઘળાં હથિયારો પણ ખૂટી ગયાં. બાણ ખલાસ થઈ ગયાં, ધનુષ્ય ભાંગી ગયાં ત્યારે યાદવો ઘાસનાં સાંઠા વની એક બીજાને મારવા લાગ્યા. કૃષ્ણ અને બળરામે તે વખતે વચ્ચે પડીને ત્હેમને બહુ બહુ વાર્યા અને શાંત પાડવાનાં ફાંફાં માર્યાં પણ તેઓનો પ્રયત્ન ફોકટ ગયો. આખરે એકાદ બે પ્રહરની અંદર સઘળા યાદવોનો ખોડો નીકળી ગયો. તે જોઈને બળરામે વિચાર કર્યો કે હવે જીવવામાં કાંઈ સાર નથી. એમ ધારીને ત્હેમણે સમુદ્રમાં પડતું નાખ્યું. એકલા કૃષ્ણજ પીપળાના ઝાડ હેઠળ જમણા ઘુંટણ પર ડાબો પગ રાખીને ઝાડને અઢેલીને વિચાર કરતા બેસી રહ્યા હતા. એટલામાં આગળ કહેલા પારધીએ ત્હેમના ચકચકતા ડોળા પરથી ત્હેમને હરણ માની લઇને તાકીને ત્હેમને બાણ માર્યું. તે કૃષ્ણના પગના ડાબા તળીયા પર વાગ્યું.

એટલામાં દારૂક નામનો કૃષ્ણનો સારથી ત્હેમને શોધતો ત્યાં આવી પહોંચ્યો. કૃષ્ણે ત્હેને નીચે પ્રમાણે છેવટનો પેગામ પહોંચાડવા કહ્યું. સઘળા યાદવો મરણ પામ્યા છે, બળરામ પણ મૃત્યુ પામ્યો છે, અને હું પણ તેજ માર્ગે જવાની તૈયારી કરી રહ્યો છું એ પ્રમાણે ઉગ્રસેન અને વસુદેવને ખબર કરજે. દ્વારકા થોડીવારમાં સમુદ્રની અંદર ડૂબી જવાનું છે તેથી એ લોકોને દ્વારકા છોડી ચાલ્યાં જવા વીનવજે અને મ્હારાં માબાપ સ્ત્રી પુત્ર વગેરેને ઈન્દ્રપ્રસ્થ લઈ જવાનો બંદોબસ્ત કરવાનું અર્જુનને કહેજે. દારૂકને આવો સંદેશો લઈ જવાનું કહ્યા પછી કૃષ્ણે એકદમ સમાધિ ચઢાવી, અને દેહ છોડી દીધી. દારૂકને મ્હોંએથી ઉગ્રસેન, વાસુદેવ વગેરે સઘળા યાદવોના જાણવામાં તમામ હકીકત આવી ગઈ, ત્યારે દ્વારકામાં હાહાકાર વર્તી રહ્યો. બધા યાદવો દ્વારકામાંથી નીકળીને પ્રભાસ ચાલ્યા ગયા. વાસુદેવ, દેવકી અને રોહિણી પણ શોક કરતાં કરતાં આખરે મરણ શરણ થયાં. કૃષ્ણ અને પદ્યુમ્ન વગેરેની મુખ્ય મુખ્ય સ્ત્રીઓ સતી થઇ. કૃષ્ણનો અવતાર પૂરો થયાની ખબર મળતાં વારને અર્જુન એકદમ પ્રભાસ દોડી આવ્યો અને મિત્રોનાં મરણને માટે શોકનાં આંસુ સારવા લાગ્યો. ત્યાર બાદ તે કૃષ્ણની જીવતી રહેલી સ્ત્રીઓ અને છોકરાંઓને લઈને ઇન્દ્રપ્રસ્થ જતો રહ્યો. આણી તરફ દ્વારકા પણ આખી સમુદ્રની અંદર ગળાક થઈ ગઈ. સઘળા યાદવકુળનો આવી રીતે એકદમ અકાળ અંત આવી ગયો.

સારાંશ, પાછળ ૨૬મી વાર્ત્તામાં યાદવાસ્થળી ઉપર વિવેચન કરેલુંજ છે. માંહોમાંહ્યની ફાટફુટથીજ આપણા દેશની એ પ્રમાણે ભયંકર ખરાબી થતીજ આવી છે. કુસંપ અને માંહોમાંહ્યનાં વૈર વિરોધને લીધેજ આ દેશ તારાજ થઇ ગયો છે, એ ધ્યાનમાં રાખવા જેવું છે. કૃષ્ણ જે સાક્ષાત્ ઇશ્વરનો અવતાર હતા, ત્હેમને પણ એક રીતે એનાં છાંટા નડ્યા એમ માનીશું તો તે અયોગ્ય નહિ ગણાય. કહેવત છે કે '**સંપ ત્યાંજ જંપ.**'